**શ્રી ગુર્જર સાહિત્ય કુંજ, મુંબાઇ-પુસ્તક ૧ લું**

ગુજરાતનાં સાક્ષરો અને વિદ્વાનોએ મુક્ત કંઠે વખાણેલી
લોકપ્રીય અને કેળવણીમાં પાઠ્ય પુસ્તક તરીકે ઉપયોગી આવૃત્તિ

# ગુજરાતનો રાજરંગ

( સચિત્ર )

( **બ્રિટીશ** રાજ્યબંધારણની રૂપરેખા **સહિત** )

ઇતિહાસ વિષયક :વિવિધ લેખો, શોધખોળો, પ્રાચીન ગ્રંથો
અને અર્વાચીન પુસ્તકોને આધારે રચી છપાવી પ્રસિદ્ધ કરનાર


**બાલુભાઈ પ્રાણશંકર ભટ્ટ**, એલ. સી. સી.

**મણીશંકર દલપતરામ જોશી** બી. એ. (ઑનર્સ)ની


સંગીન મદદથી અને


**ઑન. મી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી** એમ.એ.એલએલ.બી. ના


**પ્રાસ્તવિક વચનો સાથે**

તે અણહિલવાડનાં રંગ,
તે સિદ્ધરાજ જયસંગ;
તે રંગ થકી પણ અધિક સરસ રંગ,
થશે સત્વરે માત-જય જય ગરવિ ગુજરાત.

કવિ નર્મદ


[ **પ્રથમ આવૃત્તિ** વિક્રમાર્ક ૧૯૮૩ પ્રત ૧૦૦૦. ]

**કિંમત રૂા. બે.**

( **શાળોપયોગી આવૃત્તિ** કિંમત રૂા. ૦-૧૫-૦ ).

SHRI GURJAR SAHITYA KUNJA, BOMBAY, BOOK I.

Recognised and Extolled amongst the Literary men and the General Public of Gujarat and Useful as a Text Book for purposes of Schools.

# GUJARATNO RAJRANG

*( ILLUSTRATED )*

[ *With outlines of British Constitution in India.* ]

PREPARED

From Various Articles on Historical Matters, Up-to-date Researches made by European and Indian Scholars, Manuscripts and current Publications on History

BY

**Balubhai Pranshanker Bhatt,** L. C. C. (Senior)

IN COLLABOURATION WITH

**Manishanker Dalpatram Joshi,** B. A. (Hons.),

***Author of Vira and Virapuja***

AND

WITH FORWARDS OF

**Hon'ble Mr. Krishnalal Mohanlal Zaveri,** M.A., LL.B.

" Té Anhildvâdnâ Rang,
Té Siddharâj Jaysingh,
Té Ranga Thaki Pan Adhika Saras Rang,
Thashé Sastvaré Mát.
Jay! Jay! Garavi Gujarat ".

KAVI NARMAD.

---



[ PRICE Rs. 2. ]

( SCHOOL EDITION ANNAS FIFTEEN ONLY. )

*Published by :—*

**Balubhai Pranshanker Bhatt**, L. C. C. (Senior)

C/o **Shri Gurjar Sahitya Kunja,**

87, Hararwalla Building, BOMBAY, No. 4.

---

[ **First Edition** **SAMVAT 1983.** **Copies 1000.** ]



B. Y. PRESS.




મ્હારા કેસરભીના કંથ હો ! સિધાવોજી રણવાટ,

**વીરની વિદાય.**

# *વીરની વિદાય.

**રાગ માઢ—તાલ દાદરો.**

મ્હારા કેસરભીના કંથ હો! સિધાવોજી રણવાટ, (ધ્રુવ.)

આભ ધ્રુજે ધરણી ધમધમે રાજ, ઘેરા ઘોરે શંખનાદ;
દુદુંભિ બોલે મહરાજનાં હો, સામંતના વીરવાદ. મ્હા. ૧

પુર પડે, દેશ ડૂલતા હો, ડગમગતી મ્હોલાત,
કીર્તિ કેરી કારમી રાજ, એક અખંડિત ભાત. મ્હા. ૨

નાથ! ચઢો રણ ઘોડલેરે, હું ઘેર રહી ગુંથીશ,
બખતર વજ્રની સાંકળી હો, ભર રણમાં પાઠવીશ. મ્હા. ૩

સંગ લેશો તો સાજ સજું હો! માથે ધરૂં રણ મ્હોડ,
ખડગને માંડવ ખેલવાં, મ્હારે રણલીલાનાં કોડ મ્હા. ૪

આવતાં ઝીલીશ બાણને હો! ઢાલે વાળીશ ઘાવ,
ઢાલ ફૂટે મ્હારા ઉરમાં રાજ! ઝીલીશ દુશ્મન ઘાવ. મ્હા. ૫

એક વાટ સ્વર્ગવાસની રે, બીજી સિંહાસન વાટ,
ત્રીજી વાટ શોણિતની સરીતે, હો! શૂરના સ્નાનનો ઘાટ. મ્હા. ૬

જય કલગીએ વળજો પ્રીતમ! ભીંજશું ફાગે ચીર;
નહિ તો વીરને આશ્રમ મળશું, હો! સુરગંગાને તીર, મ્હા. ૭

રાજ મુગટ! રણ રાજવી! હો, રણ ઘેલા! રણધીર!
અભાગી! ઘોડીલો થનગને, નાથ! વાધો રણે મહાવીર. મ્હા. ૮

**કવિ ન્હાનાલાલ.**

---

*આપણાં ગુજરાતનો અ નલા મક આદર્શ દર્શાવતી પ્રેમશૌર્ય રસ ભરપૂર પંકિતઓ.

# અનુક્રમણિકા

# ચિત્ર પરિચય



---

*પ્રાથમિક શિક્ષણ માટે આ પ્રકરણો શિક્ષકોએ વાંચીજવા અને સાર ફક્ત વિદ્યાર્થીઓને સમજાવવો.

# અર્પણ પત્રિકા.

**સ્વ. ન્યાયમૂર્તિ ઓનરેબલ સર લલ્લુભાઈ આશારામ શાહ નાઈટ** એમ. એ. એલએલ. બી.
મુંબઇ વરિષ્ઠ કોર્ટના મર્હુમ જજસાહેબ,

**પરોપકારપરાયણ વિભૂતિ,**

આપશ્રી મુંબઈના નાગરિકોમાં તેમજ આપણાં ગુજરાતના એક અગ્રગણ્ય વ્યક્તિ હતા અને આ દેશનાં જાહેર જીવનમાં 'ધી ફાર્બસ ગુજરાતી સભા'દ્વારા તેમજ અનેક પ્રકારની ન્હાની મ્હોટી સ્હાય વડે વિદ્યામૃત સિંચનથી તથા વિશુદ્ધ ન્યાયથી અત્યુત્તમ ફાળો આપી રહ્યા હતા.

**આપના હમારા પર થયેલા**
**અનેકાનેક ઉપકારો સ્મરી**
**આ હમારો 'ગુજરાતનો રાજરંગ,'**
**આપનાં પવિત્ર ચરણકમલમાં**
**સસ્નેહ અર્પણ કરીએ છીએ.**

તે આપશ્રી વિદેહી હોવા છતાં પણ સ્વીકારી ઉપકૃત કરશો અને સાહિત્યની દિશામાં હમોને ઉત્તરોત્તર સંક્રાંતિ ઇચ્છી, અધિક ઉત્સાહિત કરશો અને આપનાં અનેક પુણ્યો વડે વિશેષ આગળ વધવા માર્ગદર્શક થશો.

| શ્રી દલપતરામ નિવાસ સાંધીએર વિક્રમાર્ક ૧૯૮૩. | લી. આપનાં સદાનાં ઋણિ **મણિશંકર દલપતરામ જોશી** **બાલુભાઇ પ્રાણશંકર ભટ્ટ.** |
|---|---|



માનનીય ન્યાયમૂર્તિ સર લલ્લુભાઈ આશારામ શાહ

જન્મ:–૪–૨–૧૮૭૩. અવસાન:–૧૬–૧૧–૧૯૨૬

સ્વ. ન્યાયમૂર્તિ

# ઓ. સર લલ્લુભાઈ આશારામ શાહ.

નાઈટને

## નિવાપાંજલિ



ગુજરાતના આ પોતા પુત્રનાં નામ સંકીર્તનથી કીયા ગુજરાતીનાં હૃદયમાં માન અને અભિમાન ન સ્ફુરે? હજી તો આપણું ગુજરાત સ્વતંત્રતાનાં પગથારે ઉભું છું, તેવામાં આ એક મહાન ગુજરાતીનાં અવસાનનાં દુઃખદ સમાચારથી સમગ્ર ગુજરાતનાં હૃદયો દ્રવે છે અને શોચે છે કે 'હે પ્રભુ! આવા આત્માઓ હમારી મધ્યસ્થ તું હંમેશ કેમ નથી રાખતો? હમારે જેનું કામ તેનીજ તારા ધામમાં પણ ખોટ છે કે શું?'

અનેકોની આશા, દુઃખીઓનો દિલાસો અને વિદ્યાર્થીઓનો સાચો માર્ગદર્શક, વકીલ બારિસ્ટરનો સલાહકાર અને ગુજરાતનો ભડવીર આપણને છોડી જે દિને સ્વર્ગે સંચર્યો તે દિવસ - તે કાર્તિકી એકાદશી વિક્રમાર્ક ૧૯૮૩—આકાશમાં અભ્રો છવાયાં હતાં અને સ્વર્ગસ્થનાં પંચ તત્વો પંચભૂતોમાં વિલીન થતાં હતાં અને સર્વને ગમગીન કરી નાંખતાં હતાં!!!

હજી આ 'ગુજરાતનો રાજરંગ' લખતાં હમારી લેખિની સુકાઇ નથી, હજી આ પ્રયાસ બહાર પણ પડયો નથી; જે કૃતિ જોવા જેઓ હંમેશ ઉત્સુક હતા, તેજ નરરત્નના અવસાનની નોંધ લેતાં,

તેનુંજ જીવનચરિત્ર રાજરંગમાં ઉકેલવાનો પ્રસંગ આવે, તેનાથી બીજો ક્યો દુઃખદ પ્રસંગ હોઈ શકે ? શું ઐશ્વર્ય વિધાન જ એમ હશે કે આ 'રાજરંગ'ની અમરપોથીમાં સ્વર્ગસ્થ લલ્લુભાઇનું નામ રહી ન જવું જોઈએ ! પ્રિય વાચક ! સર લલ્લુભાઇ સાધારણ પુરૂષ ન હતા ; પરંતુ ગુજરાતના એક મહાન્ સુકાની, રાજવીર હતા અને ગુજરાતનો મોભો હરહંમેશ આગળ રહી જાળવતા.

થોડાજ મહિના પૂર્વે વનિતા વિશ્રામના હૉલમાં તેઓએ 'ધી ફાર્બસ ગુજરાતી સભાનો ઉત્સવ' ઉજવ્યો અને ગુજરાતને તેઓની છૂપી સેવાની કાંઇક ઝાંખી થઇ. અનેકને ઉત્સાહ આપ્યા અને ગુજરાત માટે કાંઇ કાંઇ વિવિધ પ્રકારે સેવા કરવા ઇસારાઓ પણ કર્યા.

આ ઇસારાઓથી હમોને પણ પ્રોત્સાહન મળ્યું અને વિચાર સ્ફુર્યો કે ધી ગુજરાતી ફાર્બસ સભા દ્વારા 'ગુજરાતનો રાજરંગ' પ્રસિધ્ધ કરવો. આ વિચારને હમારા મિત્ર વકીલ માધવલાલ માણેકલાલે અનુમોદન આપ્યું, અનેવિચાર વર્તનમાં મૂકાયો. સદ્‌ગતને વિચારો લખી પણ નાંખ્યા અને આ પ્રયાસ તેઓને ચરણે ધરવા સંકલ્પ કર્યો. તેઓનાં હસ્તકમલમાં આ ગ્રંથ જેમ બને તેમ જલ્દીથી મૂકવા ઉમેદ હતી; પરંતુ દૈવેચ્છા કાંઇ જૂદીજ હતી !

**દૈવેચ્છા બલિયસી** ! એ ન્યાયે આ કૃતિ તેઓનાં પાદામ્બુજમાં ધરીએ છીએ. જે તેઓ વિદેહી હોવા છતાં પણ અમરધામમાં સૂક્ષ્મ દેહે સ્વીકારશેજ અને સાહિત્યની દિશામાં વધુ આગળ વધવા આશિષો વર્ષાવશે, અસ્તુ.

આ રહ્યું આ નરરત્નનું સંક્ષિપ્ત જીવન વૃતાંત—

સર લલ્લુભાઇનો જન્મ ૪થી ફેબ્રુઆરી ૧૮૭૩નાં પુણ્ય પ્રભાતે

થયો હતો. એમના પિતા આશારામ દલીચંદ શાહ કાઠીઆવાડનાં કેટલાંક દેશી રાજ્યોનાં કારભારી હતા. અને તેમણે પોતાનાં બંન્ને પુત્રાને રૂડી ઉચ્ચ કેળવણી આપી હતી. એમનાં કુટુંબનો ધર્મ 'સ્વામિનારાયણ સંપ્રદાય' હતો; પરંતુ સર્વે ધર્મ તરફ તેઓ સરખી નજરે જોતા. તેઓએ એમ.એ. સુધીનો અભ્યાસ ગુજરાત કૉલેજ, અમદાવાદમાં કર્યો હતો અને ગણિતનો ઐચ્છિક વિષય લઇ તેઓ પાસ થયા. સને ૧૮૯૫માં એલએલ બી. થયા અને પછીથી હાઇકોર્ટની એપેલેટ સાઇડે વકીલાત શરૂ કરી. વકીલ તરીકેની તેમની કારકીર્દી ઘણીજ જ્વલંત હતી; તેથી કેટલાક વર્ષની વકીલાત પછી તેઓ 'ગવર્નમેન્ટ પ્લીડર' તરીકે સર મહાદેવ ચોબલ સને ૧૯૧૨માં ગવર્નરની ઓફીસમાં એકઝીકયુટીવ કાઉન્સીલર નીમાવાથી તેઓ નીમાયા. અને સર નારાયણ ચંદાવરકર ન્યાયાધીશનાં પદેથી રીટાયર્ડ થતાં સને ૧૯૧૩માં હાઇકોર્ટ જજ્જ તરીકે શ્રીયુત લલ્લુભાઈ નીમાયા. ત્રણવાર તેઓ ચીફ જસ્ટીસ પણ થયા હતા. સને ૧૯૨૦માં તેઓને 'નાઈટહૂડ'નો માનવંતો ખિતાબ એનાયત કરવામાં આવ્યો. મુંબઇ યુનીવર્સીટીની સેવા પણ એમણે ઘણાં વર્ષ કરી છે. સને ૧૯૦૪માં યુનીવર્સીટીના ફેલોઝ પૈકી ફતેહ પામનાર તેઓ પ્રથમ હતા. સને ૧૯૧૧ સુધી તેઓ સેનેટમાં રહ્યા. સને ૧૯૧૫માં ગવર્નમેન્ટ તરફથી યુનીવર્સીટીના ફેલો નીમાયા. સને ૧૯૨૫માં ફરી નીમાયા. વળી તેમની જાહેર સેવા પણ જાણીતી છે. તેઓ 'મુંબઈ રોયલ એશીયાટિક સોસાયટી, અને 'ગુજરાતી ફાર્બસ સભા'ના પ્રમુખ હતા અને પ્રોફેસર કર્વેની 'મહિલા યુનીવર્સીટી'ના વાઇસ-ચાન્સેલર હતા.

હાઇકોર્ટના જજ તરીકેની સર લલ્લુભાઇની કારકીર્દી એટલી બધી ઉજવળ છે કે તેમની હરીફાઇમાં હજી કોઇ આવી શકે તેમ નથી. ધારાશાસ્ત્રી તરીકેની બાહોશી તેમજ નિષ્પક્ષપાતપણું એટલું બધું

સચ્ચોટ અને હિંમતભર્યું હતું કે '**अनुलोम लग्न**' હિન્દુશાસ્ત્ર પ્રમાણે વાંધા વગરના છે એમ તેમણે ઠરાવ્યું હતું.

સર લલ્લુભાઇમાં સર્વને વશ કરવાની એક અજબ શક્તિ હતી. તે શક્તિ તે સમાનતા અને તેમનાં સ્વભાવની મીઠાશ. તેઓ વકીલ બારીસ્ટરથી માંડીને છેક સાધારણ વિદ્યાર્થી સુધીનાને સમદષ્ટિથી જોતા. તેઓનું ચારિત્ર્ય ઉચ્ચ હતું અને તેથીજ તેમની પ્રભા ઓર પડતી. તેઓનું જ્ઞાન ઉપરચોટીયું ન હતું અને એક જજમાં જે મૂખ્ય ગુણો હોવા જોઇએ તે સર્વ તેમનામાં તરી આવતા. તેમની માનસિક શક્તિ અને સમજશક્તિ એટલી ઉચ્ચ કેળવાયલી હતી કે સતત મહેનત અને ખંતથી તેઓ હાઇકોર્ટની બેંચ ઉપર બેસી ધારાશાસ્ત્રીનું ઉંચામાં ઉંચુ આસન શોભાવી શક્યા હતા. કોલેજમાં તેમનો ઐચ્છિક વિષય 'ફારસી' હતો છતાં તેઓએ નવરાશના વખતમાં શાસ્ત્રી પાસે સંસ્કૃત જ્ઞાન સારૂં મેળવ્યું હતું જેથી કાયદામાં તેઓ નિષ્ણાત હતા એટલુંજ નહિ પરંતુ થોડાજ વખતપર તેમણે હિંદુ લૉ રીસર્ચ એસોસીએશન પર એજ બાબતનો ઉલ્લેખ કર્યો હતો.

સને ૧૯૨૬નાં નવેંબર તા. ૧૬ મીને દિને કાર્તીકી એકાદશીનાં પ્રભાતે આ મહાન આત્મનું હૃદય બંધ પડી ગયું અને પુણ્ય આત્મા નશ્વર દેહ છોડી સ્વધામ સંચર્યો અને આપ્તજનો રડતાં રહ્યાં. એમનાં અવસાનના ખબર સાંભળતાં મિત્રો–સ્નેહિઓ અને વિદ્યાર્થીઓ અને સંબંધીઓ પેડર રોડ ઉપર આવેલા એમના બંગલા આગળ ઉભરાવા લાગ્યા અને તે પુનિત આત્માના દેહને હજારોએ છેવટનું માન આપ્યું અને એક મોટી લોકયાત્રા મરીન લાઇન્સની હિંન્દુ શ્મશાનભૂમિ આગળ ભરાઇ. હાઇકોર્ટના ચીફ જસ્ટીસ ઓનરેબલ સર એમ્બરસન માર્ટીન અને બીજા જજો, ઍડવોકેટ

જનરલ, ગવર્નમેન્ટ પ્લીડર અને સ્મોલકોઝ કોર્ટના જજો અને ચીફ જજ વિગેરે એક પછી એક આગળ આવી તેમનાં ભવ્ય મુખારવિંદનું છેવટનું દર્શન કર્યું અને નમન કર્યું અને ચિતામાં આ નરરત્નનો નશ્વરદેહ હતો ન હતો થયો.

આપણા સર લલ્લુભાઈ ગયા. સેંકડો વિદ્યાર્થીઓનાં પોષક, લાખોની દુવા મેળવનાર, નિર્દોષના બચાવનાર અને રાખણહારા રામ જેવા તેઓ થઈ ગયા. સર લલ્લુભાઈ એટલે ગુજરાતનો એક મહાન પુરૂષ. એમનાં અવસાનથી હાઇકોર્ટની બેંચે એક બાહોશ જજ ગુમાવ્યો છે. અત્યાર સુધી હાઇકોર્ટમાં આવો ઉદાર દીલવાળો જજ થયો નથી. એમનો સ્વભાવ મીલનસાર હતો. તેમની છૂપી મદદો (વિદ્યાર્થીઓને અપાતી આર્થિક સહાયની) એટલી હતી કે તેઓ પોતાની પાછળ મોટી રકમ મૂકી ગયા નથી.

હિન્દુ ગૃહસ્થ ઉચ્ચ કોટીનો કેવો હોઇ શકે તેનો અનુપમ દાખલો સર લલ્લુભાઈમાં જડી શકે એમ છે. તેમનાં ધર્મ અને નેમ ઉંચાં હતાં અને પોતાને કાંઇ સંતાન ન હોવા છતાંએ તેઓ કુટુંબ પિતા લાગતા.

સર લલ્લુભાઇ કોઇની મહેરબાનીથી ઉંચે દરજ્જે ચઢયા ન હતા; તેઓ આત્મ પ્રયત્નથી આગળ વધ્યા હતા અને ઉંચે ચઢયા પછી પણ પોતાનું આસન શોભાવ્યું. કેટલાકો માનતા અને ઇચ્છતા કે પ્રીવીકાઉન્સીલમાં તેઓ ઝટ નીમાશે. ફોઝદારી કાયદાઓનું તેમનું જ્ઞાન જીભને ટેરવે હતું અને કાયદાની બારીકી કે ઝીણવટ વકીલ બારીસ્ટરની ચાલાકીથી તેની ધ્યાન બહાર જતી નહિ. ગવર્નમેન્ટનાં બીજા અનેક પ્રશ્નોમાં હાઇકોર્ટના જજ તરીકે તેઓ ખરો અને તટસ્થ અભિપ્રાય આપતા. 'રેશીઅલ રીસ્ટ્રીક્શન કમીટી'માં પણ તેમનું કામ ઘણું જાણીતું છે. ફરજ બજાવતાં બજાવતાં તેમનો દેહાંત બહુ સુખી પ્રકારે થયો. જાણે પુણ્યધામમાં જવા માટે તેમને આમંત્રણ ન આવ્યું હોય!

હાઈકોર્ટનાં મધ્ય હોલમાં હાઈકોર્ટના વડા જજ સાહેબ સર એંબ-રસન માર્કીને સર લલ્લુભાઇનાં માનમાં નીચે પ્રમાણે ઉદ્ગારો કાઢયા હતા.

" સર લલ્લુભાઇને બીજાઓની લાગણી માટે અનહદ આદર હતો; તે એટલો બધો કે હરકોઇને તેમના સંબંધમાં આવવું તે એક હક્ક કે શિક્ષણ જેવું લાગતુ."

બેરીસ્ટર અને વકીલ મંડળે સદ્ગતની પ્રશંસા કરતાં શોકોદ્ગાર કાઢયા કે:—

" સર લલ્લુભાઇનાં અવસાનથી (આખા મુંબઇ ઇલાકાએ) એક મહાન જજ, નિષ્ણાત ધારાશાસ્ત્રી, આગળપડતા વિદ્વર્ય, પ્રગલ્ભ-શાળી અને ઉદાત્ત, ચારિત્ર્યવાન મહાપુરૂષ ગુમાવ્યા છે. કાયદાશાસ્ત્રીનું તેમનું મગજ અનુકરણીય હતું અને તેઓ કદાપિ પણ અન્ય કાર-ણોને વશ થઇને સાચા ન્યાયથી ચલિત થતા નહિ; તેમનું જીવન ઘણુંજ સાદું હતું અને સત્ય અને બંધુ પ્રેમ માટે તેમનું હૃદય મોકળું હતું. તેમને ઓળખવા એટલે તેમને ચહાવા. જેઓ તેમને ઓળખતા તેઓ તેને એટલા બધા ચહાતા.

પ્રિયવાંચક, ઉપરનાં શબ્દો કેટલા બધા નિખાલસ અને પ્રશંસા-ત્મક છે ? ખરે! સર લલ્લુભાઇનાં અવસાનથી ગુજરાતે એક અણમોલું રત્ન ગુમાવ્યું છે અને ગુજરાતને એક અણપૂરી ખોટ ગઇ છે.

પ્રભુ ! ઉચ્ચ કોટીના આ આત્માને પરમ શાંતિ અર્પો.

શ્રી દલપતરામ નિવાસ
સાંધીએર
માર્ગશીર્ષ વદ ૧૩ વાર શની
તા. ૧-૧-૨૭

લી સદગતનાં ઋણી
**મણીશંકર દલપતરામ જોશી**
**બાલુભાઈ પ્રાણશંકર ભટ્ટ**

# [ બે બોલ. ]

ગુજરાતનો ઇતિહાસ જેમ જેમ વિસ્તૃત, રસિક અને સત્યથી વેગળાં નહિ એવાં સાધનોની સહાયવડે રચાતો જાય તેમ તેમ આપણા પ્રાંતને લાભ છે. એવો ઇતિહાસ લખાવો તો જોઇએજ એમ સર્વાંશે સ્વીકારાયું છે, પરંતુ તેને માટે જોઇતો ખંત, લાયક સામગ્રી, ઇતિહાસ લેખકને જરૂરી sense એટલે આવડત,આપણે કમનસીબે બહુજ મર્યાદિત સ્થિતિમાં જોવામાં આવે છે. નાનપણમાં આપણા પ્રાંતના ઇતિહાસ સંબંધે જે છાપ આપણા મનપર પડે છે તે પછી પાછલી ઉમરે ભૂસાવી બહુ મુશ્કેલ પડે છે. વળી ઇતિહાસને બહુ રસિક બનાવવો જોઇએ. માત્ર રાજકર્તાનાં નામ, તેનાં ગાદીએ બેસવાનાં વર્ષ કે ગાદી છોડવાનાં વર્ષ તથા લડાઇઓની તારીખો ને સાલની યાદી તેજ ઇતિહાસ એમ ન થવું જોઇએ. સચ્ચાઈ અને રસિકતાથી તેમાં લખેલી હકીકત પૂર્ણ હોવી જોઇએ. એવું રસિકતાનું કાંઇક* ધોરણ લઇ ભાઇ મણીશંકરે ગુજરાતના ઇતિહાસની રૂપરેખા દોરવા પ્રયત્ન ‡ કર્યો છે. તે કેટલે અંશે સફળ થયો છે તેનો ઉત્તર વાચક આપશે. **પરંતુ એમનો આદર્શ સ્તુત્ય છે તેની કોઇથી ના કહેવાશે નહિ.**

મુંબઇ.
તા. ૧ લી ઓગસ્ટ ૧૯૨૭ } **કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**

---

* વિદ્યાર્થીઓને ઉપયોગી અને જનસમાજને રૂચીકર, વિદ્વન્માન્ય (કર્ત્તા)

‡ આ પુસ્તકનો કેટલોક ભાગ માસિકોમાં પ્રગટ થયો હતો.



# પ્રસ્તાવના.



જરાતનાં રસજ્ઞ વાચકો સમક્ષ ઇતિહાસનું આ ન્હાન-
કડું પુસ્તક ' શ્રી ગુર્જર સાહિત્યકુંજ ' મારફત પ્રકાશ
થતાં હમારા આનંદ અને ઉત્સાહ વધે છે અને
આશા છે કે આપણાં ગુજરાતની તે રાજપૂત વીરોની
રાજકથાઓ, મહાન્ અશોકનાં ધાર્મિક કીર્તિલેખો અને મોગલ
સમ્રાટનાં ભારતવર્ષને રોનકદાર રંગમહેલો અને તાજમહાલાદિ
આલિશાન ઇમારતો વડે શણગારવાનાં ભવ્ય સ્વમાંઓ અને બ્રિટીશ
સલ્તનતની ડહાપણભરી રાજનીતિ વાચક તેમજ વિદ્યાર્થીઓને અભ્યા-
સમાં અને દેશકાળ અને સમયદર્શનમાં માર્ગદર્શક થઇ પડશે અને ઐતિ-
હાસિક શોધખોળની દિશામાં નવિન પંથ દાખવશે.

ગુજરાતનાં ઇતિહાસ-રાજરંગનાં પાને પાને પ્રેમ, શૌર્ય, ધર્મ અને
ઔદાર્યની કથાઓ છે અને તેનાં કવિઓની અવગાહિઓ સત્ય ઠરી છે.
ગુજરાતે અનેક પ્રજાઓ માટે પોતાનાં દ્વાર ખૂલ્લાં રાખ્યાં છે અને દેશ-

દેશની મહા પ્રજાઓને સત્કારી–પોષી વસુધા પીઠે અમર નામ મેળવ્યું છે. આવા રૂડા દેશનાં આપણે સંતાનો છીએ તો તે દેશનાં રાજવીઓનાં જીવનક્રમો ઉકેલવા–રાજરંગો આલેખવા અને પૂર્વરંગનું દર્શન કરવું એ એક આપણી ધાર્મિક ફરજ હોઈ શકે.

આજથી પચ્ચીશ વર્ષ પૂર્વે ઇતિહાસનું પ્રાથમિક શિક્ષણ તવારીખો અને સાલ ગોખાવવામાં થતું એમ મને હજીયે સ્મરે છે; પછીથી વાર્તારૂપે ઇતિહાસ શિખવવાનો અખતરો સ્વીકારાતાં ગુજરાતનાં ઇતિહાસની વાતો લખાવા માંડી અને શિક્ષણક્રમમાં દાખલ થઈ. પરંતુ વાર્તાઓ ઇતિહાસકથન હોઇ શકે નહિ; જો કે ઇતિહાસનાં શિક્ષણમાં ઉપયોગી થઇ પડે ખરી. ઇતિહાસમાં તો રાજવીઓનાં અને તત્સમયનાં ચ્હડતી પડતીના પડઘાઓ, રાજ્યનાં દાવપેચો, શૂરાતનની કથાઓ, કાયરતાની કહાણીઓ અને સંગ્રામાદિ કથનોની સત્ય હકીકતો રજૂ થએલી હોવી જોઇએ. વળી અમુક દેશનો અને અમુક પ્રજાનો ઇતિહાસ વાંચતાં તે સમયની પ્રજાની સ્થિતિનો આબેહુબ ખ્યાલ થાય, તોજ તે દેશ અને પ્રજાનો સાચો ઇતિહાસ આલેખાયલો કહી શકાય. ઇતિહાસ વિના પ્રજા નથી અને પ્રજા વિના સ્વાતંત્ર્ય સ્વપ્નેયે સાંપડતાં નથી. જે દેશનો ઇતિહાસ જાહોજલાલી ભરેલો નથી તે દેશ દુનીઆની સંસ્કૃતિનાં પલ્લામાં હલકો ઠરે છે.

ઇતિહાસ વિષયક વિવિધ ઉપલબ્ધ પુસ્તકો, લેખો અને હકીકતોને આધારે આ પુસ્તક રચવામાં આવ્યું છે અને મૂળ બાતમીઓ સાચવી ગુજરાતના રાજરંગનું એક સંક્ષિપ્ત ચિત્ર આલેખવામાં આવ્યું છે. જે જે પુસ્તકો આ 'ગુજરાતનો રાજરંગ' લખવામાં આધાર રૂપે લેવામાં આવ્યાં

છે તેના કર્ત્તાઓનો આ ઇતિહાસનાં લેખકો ઉપકાર માને છે. હમારી આ કૃતિને ગુજરાતી જનતામાં સાદર કરાવવા માટે હમો ઑનરેબલ જસ્ટીસ મી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, કવિશ્રી લલિતજી, સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ તથા ભાઈ ઉત્તમરામ વિગેરેનાં ઋણી છીએ. આ ગ્રંથ સુઘડ અને સફાઈદાર છાપી આપવા માટે ધી કલામય પ્રીંટીંગ પ્રેસના માલિક અને હમારા સ્નેહિ ભાઈ ભદ્રશંકર મંછારામ ભટ્ટનો આ સ્થળે હમો ઉપકાર દર્શાવીએ છીએ.

છેવટમાં, ગુજરાતી આલમને ઐતિહાસિક બાતમીઓદ્વારા તેઓની દેશદર્શનની કાંઇક જ્ઞાનપિપાસા તૃપ્ત કરવા અને કેળવણી ખાતા માટે એક પાઠ્ય પુસ્તકની જરૂરી ખોટ પૂરી પાડવા શક્તિવાન થવા માટે સાહિત્ય–સંગીત–કલાદાત્રી તે દેવી વિણાપાણીને નમી ' ગુજરાતનાં રાજરંગ'નો આ પ્રયાસ હમો વાચકો સમક્ષ વિનીતભાવે રજૂ કરીએ છીએ. આશા છે કે, આ સ્નેહથાળમાંથી કાંઈ નહિ ને કાંઇ વાનગી પ્રત્યેક વાચકને આલ્હાદનીય તો થઈ પડશે જ. જેટલે અંશે વાચકોની તૃપ્તિ સચવાશે તેટલે અંશે હમારા શ્રમની ફલશ્રુતિઃ છે; તેમજ ધારેલો નિર્દેશ તેટલે દરજ્જે સફળ થએલો ગણાશે. અસ્તુ.

**કાંઈ! કાંઇ! સખા તું ગાનગા ગુજરાતનું.**

' શ્રી ગુર્જર સાહિત્યકુંજ ' — **મણિશંકર દલપતરામ જોશી.**
વિજયા દશમી, વિક્રમાર્ક ૧૯૮૩. — **બાલુભાઈ પ્રાણશંકર ભટ્ટ.**



# ઉપોદ્ઘાત.



ગુજરાતનો રાજરંગ એટલે ગુજરાતનાં રાજવીરો અને વીરાંગનાઓની કથાઓ, સ્વદેશ માટેનાં ત્હેમનાં રણયજ્ઞો અને તેઓની જાહોજલાલી અને પડતીના પડઘાઓ. ઇતિહાસની આરસીમાં શું સ્થિર છે? દેશદેશનાં ઇતિહાસો તપાસીશું તો માલૂમ પડશે કે તેની ઉન્નતિ તેમાં વસતી પ્રજાનાં ચારિત્ર્યો, ઉત્કટ અભિલાષો અને વેપારવણુંજ અને વિદ્યાકળા ઉપર આધાર રાખે છે; અને તત્સમયના રાજવીરો તેઓનાં જીવનવિધાન ઘડે છે, વિકસાવે છે અને સંકોચાવે પણ છે. જે દેશમાં સાચો ઇતિહાસ નથી તે દેશનાં બાળકોમાં ઉદાત્ત ચારિત્ર્યો અને ઉચ્ચાભિલાષોના ફણગા ફૂટી શકતા નથી. ઇતિહાસ, દંતકથાઓ અને ઉચ્ચ આદર્શો નષ્ટ કરો અને તે દેશની અધોગતિ નિહાળો. ઇતિહાસ, પુરાતત્ત્વ, સાહિત્ય અને કલા દેશની મહાન્ ઇમારતો છે; અને તે વડે ઉગતી પ્રજાનાં મનોરથો ખીલે છે અને ચારિત્ર્યો બંધાય છે. તવારીખ પ્રજાજીવનની સાખ પૂરે છે, પૂરાતત્ત્વો દેશનાં મનોરથો કથે છે અને પ્રજા કેળવે છે, કલા અને સાહિત્ય જીવન રસમય બનાવી વિકસાવે છે અને વેપારવણુંજ સમૃદ્ધિ બક્ષે છે.

ગુજરાતનો ઇતિહાસ, ગુજરાતનું સાહિત્ય, ગુજરાતનું પુરાતત્ત્વ અને ગુજરાતની કલા વિશ્વવિખ્યાત છે. એક વખત એવો હતો

કે જ્યારે ગુજરાતનાં પાટનગરો-પાટણ અને અમદાવાદની હાંક તે હિમવત્‌ની પેલે પારનાં યુરોપ અમેરિકા વિગેરે ખંડોમાં અને મધ્ય એશિયાનાં ચીન, અફઘાનિસ્તાન, અરબસ્તાન અને તુર્કસ્તાન સુધી પહોંચી હતી અને ગુજરાતનાં વેપાર કલા ઉપર મુગ્ધ થઈ દેશદેશના લોકો-ગ્રીક, બાકટ્રીયનો, અંગ્રેજ, ફ્રેંચ અને વલંદાઓ આકર્ષાયા હતા. પ્રાચીન ગુર્જર સાહિત્ય તેનાં ભાટચારણોનાં જીવંત દૂહાઓ અને સોરઠાઓમાં જળહળતું અને ગુજરાતની જગજૂની શીલસુરીની વાતો વસુધાપીઠે જાહેર હતી. ગુજરાતના વેપારવણજ ધમધોકાર ચાલતા અને દેશ સમૃદ્ધ હતો.

રાજપૂતોનાં રણયજ્ઞો, ક્ષત્રિયાણીઓની દિગંત ફેલાતી શૂરાતનની કથાઓ અને મુસલમાની બાંધ કામો હજી પણ વિશ્વવિખ્યાત છે અને તેઓની પ્રાચીન જહોજલાલીની સાખ પૂરે છે.

ગુજરાતમાં રાજકીય જીવનનું પરિવર્તન થયું અને ગુજરાતનું નૂર ધીમે ધીમે ઉતરવા માંડ્યું. ગુજરાતના રૂદ્રમહાલય જેવા ભવ્ય મહાલયો અને સોમનાથ પાટણ જેવાં પવિત્ર સ્થાનકો અસ્તવ્યસ્ત થયાં. મુસલમાની રિયાસતે આર્યસંસ્કૃતિ ઉપર દોર ઝમાવ્યો. હિંદુઓના મંદીરો અને દૂર્ગો ઝનૂનનાં આવેશમાં તોડાયાં અને આ આક્રમણનો ઘા હજીયે હિંદુઓનાં હૃદયમાંથી રૂઝયો નથી. ગુજરાતનાં દૂર્દૈવે કરણઘેલો અનીતિ પંથે સંચર્યો. તેનો માધવ પ્રધાન રોષ અને ઇર્ષાયુક્ત બન્યો અને તેણે ગુજરાત ગુમાવ્યું. મુસલમાની અને મોગલાઇ સલ્તનતની હકૂમત બેઠી અને વિધવિધ સુબા અને સુબેદારો અંધાધુંધી થતાં સ્વતંત્ર થવા લાગ્યા. દેશનું કલામય જીવન શુષ્ક થવા લાગ્યું; પછી મરાઠી રિયાસત થઇ અને પેશ્વાઓનાં ચોથ અને સરદેશમુખીના હફતાઓ જુલ્મજહાંગિરીઓ તાજી કરવા લાગ્યા.

પછી તો ગુજરાતનાં રાજકીય અભ્ર ઉપર અંધકારનાં સામ્રાજ્ય ઉતરવાં માંડયાં. ગુજરાતનું સુકાન એક હથ્થુ ન રહ્યું. મોગલ હાકેમો સતાવે તે જુદા અને મરાઠાઓ તો હરહંમેશ ચોથ અને સરદેશ મુખી માંગ્યાજ કરે. તત્સમયનાં લોકોનું જીવન અસ્તવ્યસ્ત થવા લાગ્યું અને પેશ્વાની પડતી સાથે ગુજરાતની પણ પડતી આવી. ઓગણીસમી સદીનાં મધ્યસ્તમાં ગુજરાતની પ્રજા વાણિયાઇ અને શાંત બની અને અંગ્રેજી હકૂમતનો દોર જામવા લાગ્યો. વલંદા, ફીરંગી અને ફ્રેંચો વેપાર અર્થે આવ્યા પણ ન ફાવ્યા. આ પ્રમાણે સ્થિતિ ૧૮૫૭નાં બળવાસુધી ચાલુ રહી. કંપની સરકારે હિંદની સર્વ હકૂમત ભલાં મહારાણી વિકટોરીયાને સોંપી અને વેપારવણજ ધીમે ધીમે જાગૃત થવા લાગ્યા. ગુજરાતના હુન્નર ઉદ્યોગો તો કયાર-નાંએ પડયાં હતા; તે ધીમે ધીમે સજીવન થતાં જાય છે. ગુજરાતની રણહાક તો સ્વપ્નવત્‌જ બની. ગુજરાતની રાજકીય લાયકાત મુત્સદ્દીગિરીમાં રહી.

'ગુજરાતના રાજરંગ'માં (૧) રાજપૂત રાજ્ય (૨) મુસલમાની અને મોગલાઇ હકૂમત (૩) મરાઠી રિસાયત અને (૪) અંગ્રેજ સામ્રાજ્ય સત્તા એ પ્રમાણે ચાર ખંડો પાડવામાં આવ્યા છે અને તેના પૂર્વ રંગનું આલોચન સંક્ષિપ્તમાં કરવામાં આવ્યું છે અને ગુજરાતની આશા અને અભિલાષાઓ કથવામાં આવ્યાં છે.

ઇતિહાસ માટે ત્રણ મુખ્ય વસ્તુઓ આવશ્યક છેઃ-(૧) શોધ ખોળ. (૨) સત્ય હકીકત અને નિષ્પક્ષપાત અભિપ્રાય અને (૩ ભાષા અને શૈલી. ગુજરાતના ઇતિહાસ માટે પ્રાચીન શિલા લેખો, ભાટચારણોના દુહાઓ, પ્રચલિત દંતકથાઓ અને લોકગીતો શોધખોળ માટે જરૂરનાં છે. આ સર્વમાંથી સત્ય હકીકતો તારવી કાઢવાથી ખરો પ્રકાશ પાડી શકાય અને

એક તરફી વલણને બદલે ખરો અભિપ્રાય રજૂ કરવાથી સત્ય તવારીખો લખી શકાય. આ મુદ્દાઓ જ્યાં સુધી સચવાય નહિ ત્યાં સુધી ઇતિહાસ ખરો પ્રકાશ પાડી શકે નહિ. ભાષા અને શૈલીની ઝમકથી હકીકતો વાંચવા તથા સાંભળવામાં રસ આવે છે અને જે હકીકતમાં રસ ઉપજે તે આપોઆપ યાદ રહે છે. એટલે ઇતિહાસનું વાચન રસમય બને છે; એટલુંજ નહિં પરંતુ યાદશકિતને સચેત કરી મગજ હળવું બનાવી આનંદ આપનારૂં થઇ પડે છે. આપણા દેશ અથવા પ્રાંતના રાજવીરો કેવા કેવા થઇ ગયા, દેશોન્નતિના માર્ગો તેઓએ કેવા કેવા યોજ્યા અને કયી કયી ભૂલોથી નિર્બળ રાજવીરોનું પતન થયું વિગેરેનું ખરૂં દિગ્દર્શન એજ ઇતિહાસનાં શિક્ષણનું ફલ છે. દેશને જાગૃત અને શૂરવીર બનાવવો એ ઇતિહાસનું મહાફલ છે.

રામાયણ અને મહાભારત આપણા દેશના અને આપણી પ્રજાના સાચાં પ્રાચીન ઇતિહાસો-ઇતિવૃત્તો છે અને છેક યાદવ રાજ્યથી માંડીને વીસમી સદી સુધીની તવારીખો અર્વાચીન ઇતિહાસ છે. રામાયણ અને મહાભારતની કથાઓમાં પ્રખર નીતિના અને યુદ્ધકળાના સિદ્ધાંતો મુખ્યત્વે ગૂંથાયલા છે. પોતાની પ્રજાના મનોરથો સાચવવા આદર્શ રાજા શ્રી રામચંદ્રજી કહે છે કે,

स्नेहं दयां च सौख्यं च यदि वा जानकीमपि ।
आराधनाय लोकस्य मुञ्चतो नास्ति मे व्यथा ॥

ભાવાર્થ.—"પ્રજાના કલ્યાણ માટે મને, સ્નેહ, દયા, સુખ અને જાનકીને પણ ત્યજવા માટે વ્યથા થતી નથી."

આપણા અર્વાચીન ઇતિહાસમાં પણ શૂરાતનની કથાઓ છે. રાજપૂતોનાં નેક ટેક અને ઝુહારો હજી પણ

તેઓની ઉદાત્ત અને ચારિત્ર્યશીલ ભાવનાઓ રજૂ કરે છે. રાજસ્થાનનો પ્રખ્યાત લેખક કર્નલ ટૉડ તો એટલે સુધી કહે છે કે, "જે દેશમાં **મહારાણા પ્રતાપ** જેવા શૂરવીર ટેકીલા રાજપૂતો હોય અને જ્યાં સિંહણ સમાન ક્ષત્રિયાણીઓ પોતાની લાજ ઇજ્જત અને દેશ માટે મરી ફીટતી હોય, તે દેશ અવનતિની દશાએ કેમ પહોંચી શકે?" ખરેખર! વાત સત્ય છે; પરંતુ અવનતિનાં કારણો ઉંડાં છે. માંહોમાંહેના કુસંપ, વ્યસન, એશઆરામી જીવન અને અતિવિશ્વાસથી મોટી હાનીઓ થઇ છે. શૂરાતનનો જે નીશો આપણામાં વહેતો હતો તે ધીમે ધીમે ઉતરતો ગયો અને આ દેશનું અધઃપતન થયું. આપણા ઉપદેશકો અને આચાર્યો કર્મભ્રષ્ટ થયા અને વૈશ્યોનાં વેપારવણુંજ તૂટતા ગયા. જે દેશમાં **ચાણક્ય** જેવા કુશળ નીતિકાર અને **સુરપાળ** જેવા શાણા અને વિશ્વાસુ પ્રધાનો હોય તે દેશની પ્રજા નમાલી કેમ હોઇ શકે? ખરેખર આ ઘટના કરુણ શોકજનક છે! 'જાગ્યા ત્યાંથી સ્હવાર' ગણી જો આપણે પૂર્વજોની ભૂલો સુધારી ઉન્નતિની દિશામાં પ્રવૃત્તિઓ કરતા રહીશું તો વિજયદેવી જરૂર આપણને વરશે. બ્રિટીશ જેવી ન્યાયી અને શાણી સલ્તનતની આપણે પ્રજા છીએ માટે જો એ પ્રજાનાં નેક, ટેક અને સાહસ ધ્યાનમાં રાખી આપણે વર્ત્યાં જઇશું તો જરૂર આપણે આપણું ધારેલું લક્ષ્યબિંદુ–**સ્વાતંત્ર્ય** મેળવી શકીશું. **ઇશ્વર તેનેજ સહાય કરે છે કે જે અડગ નિશ્ચયી બની પોતાના પગ ઉપર ઉભા રહેતાં શીખે છે અને કાર્યમાં સતત મંડયો રહે છે.**

પ્રિય વાંચક, આપણું ગુજરાત જો, આપણા ગુજરાતીઓ જો અને પછી તને એમ નથી થતું કે આપણે કોઇ પણ કામ કરવામાં કેટલા બધા મોળા છીએ. જે સાહસ, અડગ ધૈર્ય, શૂરાતન અને નિર્ભીકતા આપણા પૂર્વજોમાં ખીલ્યાં હતાં તે મહાન તત્ત્વો આપણામાં

ફરી પાછાં કેમ જાગૃત થાય તેજ અર્થે આપણો પ્રયાસ હોવો જોઇએ. છેલ્લા દશકામાં ગુજરાતમાં સામાજીક, ધાર્મિક, સાહિત્ય-વિષયક અને રાજકીય સેવા અર્થેનાં સત્રો અને પવિત્ર પર્વો ઠીકઠાક મંડાયાં છે. સાથે સાથે કેળવણીની દિશામાં પણ નવનવા અખતરાઓ હાથ ધરવામાં આવ્યા છે અને ગુજરાત નવા જમાનાની ઝોકમાં—ભારતના નૂતન પ્રવાહ ( Renaissance )માં પોતાનો ફાળો આપી રહ્યું છે. કોણ કહેશે કે ગુજરાત મસ્ત નથી? કયા ગુજરાતીને આ હિન્દના બગીચારૂપ ગુજરાતમાં જન્મવા માટે અભિમાન નથી ઉપજતું અને દિલમાં નથી થતું કે—

"ભલો દેશ મારો, ભલી ભોમ મારી,
મને પ્રાણથી નિત્ય છે એજ પ્યારી"



# ગુજરાતનો રાજરંગ.

## પ્રકરણ ૧ લું.

### પ્રાચીન સંસ્કૃતિ અને અર્વાચીન ગુજરાત.

"જાત મુજ, મુજ પ્રજા સુકોમળ, હતી તેવી થાશે.
અંધકારને હંફાવી, જય ભવિષ્યનો ગાશે."

ગરવી ગુજરાતનાં ગરવાં બાળકો, આમ આવો, આપણે આપણી માતૃભૂમિનું સ્તવન આદરીએ. પોતાની માતનું ગરવું નામ સાંભળી કયા બાળકની ચક્ષુમાં પ્રેમાશ્રુ: ન દ્રવે! આપણી ગુજરાત કંઇ જેવી તેવી છે? એ તો ભારતની લીલીછમ વાડી છે અને વાય છે વાયુઓ ત્યાં પ્રજાસેવાના અને ઉડે છે ગુલાલો ત્યાં આત્મસ્વાતંત્ર્યનાં. તે ગુર્જરભૂમિ હાલ કેવી છે? પહેલાં કેવી હતી? તેની પ્રાચીન જાહોજલાલી શી હતી? હાલ શી છે? તે રાષ્ટ્રનું પ્રાચીન કલામય જીવન કેવું હતું? વિગેરે અનેક બાબતો વિચારવા જેવી છે. પોતાની માતાનાં વખાણ કોણ ઓછાં કરે? ગુજરાતની કૂખ વીર જનેતાની છે. ખરે!

"જનની જણ તો ભક્ત જણ કાં દાતા કાં શૂર,
નહિ તો રહેજે વાંઝણી, રખે ગૂમાવે નૂર."

માટેજ ગુર્જરદેવી સર્વદા વંદ્ય છે. હે ગુર્જરમાત, તને હમારાં સહસ્ર વંદન હો !

ગુજરાતની વાડી નજર ઠારે છે. તેનાં હરિયાળામાં ઘાસ પશુઓ પોષે છે, તેનાં આમ્રમ્હોર પંખીઓ સંતોષે છે અને અમીરસસમાં ઝરણાં અને ઝૂકી રહેલાં ધાન્યનાં કણુસલાં અને કર્પૂસ ( કપાસ ) નાં જીંડા જીવન અર્પી લાજ ઢાંકે છે. ભારતની એ વાડી સદા ખીલતી છે અને રહેશેજ.

ગુજરાતનો ઇતિહાસ જાહોજલાલી ભરેલો છે. અને તેમાં ગુજરાતણુનો હિસ્સો ગરવો છે. ગુજરાતણુની પગલીએ આછાં કુંકુંમની પગથી પડે છે. અને તેની મીઠી નજર માત્રમાં અમી ઝરે છે. હૃદયમાં અંબામાત બિરાજે છે અને શિયળ ઉરશૃંગાર છે.

એક વખત એવો હતો કે જ્યારે ગુજરાતનો ડંકો પ્રથમ વાગતો. તેનું કલામય જીવન સર્વને આકર્ષતું. મહમૂદ ગિઝનવી લોભાયો તે એનાં કલામય જીવને અને ધન ધાન્યની સમૃદ્ધિએ. તે વનરાજ સમો વનરાજ, તે ત્રિભુવનગણ્ડ સિદ્ધચક્રવર્તિ સિધ્ધરાજ જયસિંહ, તે પ્રાતઃસ્મરણીય ભક્તવીરો નરસિંહ અને મીરાં, તે વંદનીય કવિવરો શંકર, પ્રેમાનંદ અને નર્મદ, વેદમૂર્તિ દયાનંદ અને સત્યસ્વરૂપ સર્વદાવંદનીય ગાંધીજી કોનામાં સ્મરણ માત્રથી નવું રક્ત ન વહેવડાવે ? અહીંઆનીજ સમૃદ્ધિ વખણાતી; પાટણનાં પટોળાં પ્રસિધ્ધ હતાં અને ઉત્તમ કારીગરીની સાખ પૂરતાં. ખંભાતનાં [1]અકીકનાં કામો અને ભરૂચનાં સ્ફાટીક પત્થરો વખણાતા. વળી સોના

---

[1] અકીક (જેડ)નું કામ હિંદની પ્રાચીન કળા છે. એની ઉત્પન્ન ગુજરાતનાં રાજપીપળાનાં જંગલોમાં થાય છે. અકીક જાતનાં પથ્થર ઉપર હીરાથી આ નકશી કામ કરવામાં આવે છે અને તેનાં ઉપર રત્નો બેસાડવામાં આવે છે. હાલ માં આ કળા લગભગ નાશ પામી ગઈ છે.

ચાંદી, સુખડ ઉપરની નકશી તથા પત્થરનું મિનાકારી કામ પણ સર્વોપરી હતું. અહીંઆનાજ દેવો સ્વર્ગનું સાક્ષાત્ દર્શન કરાવતા. ઉત્તરમાં અંબામાત, પૂર્વમાં કાળીમાત, દક્ષિણમાં કુંતેશ્વર અને પશ્ચિમમાં સોમનાથ અને દ્વારિકેશ હંમેશ એના રક્ષણમાં તત્પર રહેતાં. અહીં-આજ 'હર હર મહાદેવની' ગગનભેદી વીર હાકો વાગી હતી; ઢોલો ધ્રસક્યાં હતાં અને કેસરી સમોવડા ઘોડાઓના દાબડા વાગ્યા હતા. અહીંઆ સતી મંડળો અવતર્યાં હતાં અને વીરોનાં પારણાં તેઓએ હીંચોળ્યાં હતાં. પ્રિય વાંચક, તે ભૂમિ તે આપણી પવિત્ર ગુર્જર ભૂમિ, તેનાં બાળકો તે નંદનવનનાં વિરલાં. આપણું ભાંગ્યું ભાંગ્યું પણ ભરૂચ, પડયું પડયું પણ પાટણ, જાહોજલાલી યાદદાસ્ત કરાવતાં પાટનગરો અમદાવાદ, મહેમદાવાદ, ખંભાત અને મોજીલું સુરત અને ગુજરાતનો ભાગ્યસૂચક રુદ્રમાળ એ ફકત પ્રાચીન ગુજરાતની ની જાહોજલાલીનાં સ્મરણ ચિન્હો છે! તે પંચાસરની હાલ શી સ્થિતિ છે? રુદ્રમાળ આજ ભાંગ્યો તુટ્યો છે, ચંપાનગર અસ્ત થયું છે. કયાં છે કવિ નર્મદે વર્ણવેલી સુરતની ૧૬૧૨ ની જાહો-જલાલી? જેણે ૫૦૦૦ માઈલ પરના અંગ્રેજો આકર્ષ્યા, ફીરંગીઓ લોભાવ્યા અને ચોર્યાશી બંદરના વાવટારુપ બન્યું, તે શહેર હાલ શી સ્થિતિએ છે? ખરે! કાળની ગતિ ન્યારીજ છે.

એક વખત ભૂવડના દરબારમાં પંચાસરનો પ્રખ્યાત કવિ 'શંકર' આવી પહોંચ્યો, અને એક કવિત ગાયું. ભૂવડે તેને જન્મભૂમિ પૂછી, તે ઉપરથી શંકર કવિએ ગુજરાતનું બ્યાન નીચે પ્રમાણે આપ્યું,

> 'મહિકો ઉત્તમ અંગે કહાવે, જિહાં સુગુર્જર દેશ સુહાવે,
> જલ તૃન દુરૂમ જુત મહીં રસાલા, ધન સંપુરન લોક દયાલા;
> પંચાસરપુર જગ વિખ્યાતા, વસત જિહાં નિત ઉદધિજાતા.
> ઈંદ્રપુરી મનુ ઔર સુહાઈ, ચાહત સ્વર્ગ નહિ જિન પાઈ.

* * * *

દ્રવ્ય સાર પારસમણી, વપુમેં વદન કહાત,
સાર તરૂનકો ફલ જ્યંહી, ઉર્વિ સાર ગુજરાત.

આ ઉપરથી ભૂવડે લોભાઇ ગુજરાત સર કરવા પ્રતિજ્ઞા કરી હતી એ વિખ્યાત વાત છે. કવિ નરસિંહરાવનાં શબ્દોમાં કહીએ તો રાણીવાવનાં હાડ આજ રખડતાં નિહાળી—

"ગુજરાતનો પૂત ઉભો રહી આ સ્થળમાં,
કોણ એહવો જેહ નયન ભીંજયાં નહિ જળમાં !"

સોરઠનો મહિમા પણ કાંઇ ઓછો ન હતો. સોરઠીયાણીનાં સત વખણાતાં, તે એટલે સુધી કે રા'ખેંગારને મારી જ્યારે સિદ્ધરાજ જયસિંહ રાણકદેવડીને પાટણ લઇ જતો હતો ત્યારે તે સતીએ ગિરનાર જેનાં ઉત્તંગ શિખરો વાદળ સાથે વાતો કરી રહ્યાં હતાં તેના તરફ નજર કરી એટલે ગિરનાર પડવા માંડ્યો ત્યારે તે ક્ષત્રિયાણી તેને પડતો રોકી બોલી.-

સોરઠો.

'મા પડ મારા આધાર, ચોસલાં કોણ ચઢાવશે;
ગયા ચઢાવણ હાર, જીવત જાતર આવશે.'

ભાવાર્થ:-હે ગિરનાર, તું પડીશ નહિ, હવે તારાં ચોસલાં કોણ ચઢાવશે? ચઢાવનાર હતો (રા'ખેંગાર) તે તો ગયો અને હવે જીવતાં હશે તે તો તારી ફકત જાત્રા કરવા આવશે, માટે તું પડીશ નહિ. પછી રાણકદેવડી પાટણ આવી. પરંતુ તે કેમે કરી એકની બે થઇ નહિ; તેથી તેને વઢવાણ (વર્ધમાન) વિદાય કરવામાં આવી. વઢવાણ આગળ આ સ્ત્રી જ્યારે સતી થવા તત્પર થઇ ત્યારે તેનું સત જોવા સિધરાય ઉભો. અને કોઇએ તેને કાષ્ટ પ્રજ્વાલિત કરવા અગ્નિ આપ્યો નહિ, ત્યારે—

'વાયો વાયુ સવાય, વાયે વેળુ પરજળે;
ઉભો ત્યાં સિધરાજ, સત જોવા સોરઠિયાણીનું'

આ જગ પ્રસિદ્ધવાત છે. આવુંજ સતીત્વ જયશિખરની રાણી રૂપસુંદરીનું હતું. એનીજ કૂખે વનરાજ સમો વનરાજ જાયો હતો. એટલુંજ નહિ, પરંતુ પાટણના મુત્સદ્દીઓ, વેપારી વણજારાઓ, ભાટ ચારણો સુપ્રસિદ્ધ હતા અને ગુજરાતના રાજાઓનાં ગુણગાનો દેશેદેશ ફરી ફેલાવતા. પાટણ પડ્યું અને ગુજરાતનો સૂર્ય અસ્ત થયો. કરણરાજાના વખતમાં ગુજરાત રંડાયું ત્યારથી ગુજરાત ગંડુ ગણાવા લાગ્યું. એના વેપારવણુંજ બંધ થયા. સુરત પડ્યું અને મુંબઇ મંડાયું. દીન પ્રતિદીન એની કળા ચ્હડતી ગઇ. ચાવડા, વાઘેલા અને સોલંકી ગયા. પરંતુ તેઓનાં મધુરાં સ્મરણો રહ્યાં. આતો ગુજરાતનો ટૂંકો રાજકીય ઇતિહાસ, સમય પરિવર્તન કથા. પરંતુ ગુજરાતનું કલામય જીવન કેવું હતું તે તો જોવાનું બાકી રહે છે.

ગુજરાત ભારતની કલાપૂત્રી છે. એની આછોતરી લીલોતરી, ગરવો ગિરનાર અને સેંથી આકારે વહેતી સૂર્યપૂત્રી તપ્તી, સર્પાકારે વહેતી નર્મદા (રેવા) અને શુભ્ર સાબ્રમતી વસુધાપીઠે ઉત્તમ ચિત્ર ખડું કરી ગુજરાત શણગારે છે. ગુજરાત મુગ્ધ છે. એની 'કલાપૂત્રી' 'ન્હાસે પાસે વસે લાજતી લાજે ઘેલી'ની માફક ઘડીકમાં રમણ કરે છે તો ઘડીમાં અનેક ભાવથી મુગ્ધ થઇ સંતા કુકડી રમે છે.

ગુજરાતનું કલામય જીવન ઉજ્જવળ છે. એનું કલામય જીવન રાધારમણ-પ્રેમોપાસના અને ઇશ્વરસ્તવનમાં સમાયલું છે. નરસિંહ મીરાં અને છેલ્લો હલ્લો ભકતકવિ દયારામ આ કલામય જીવનનાં ઉપાસક છે. બીજી કોટીનું કલામય જીવન પ્રેમાનંદના શાંત શૃંગાર રસમાં અને નર્મદનાં તનમનાટ મચાવતા ઉછાળામાં છે, ભક્તિમય અને શૃંગારિક ભાવના વિસારે પડી વીરરસ સ્ફૂરે છે;

કલાનો આદર્શ ઉચ્ચ કોટીનો બને છે. ગુજરાતના કલામય જીવનનું ત્રીજું પગથીયું ગોવર્ધન અને ગાંધીજીની મોહન મુરલીના મધુરાં નાદમાં છે. એકમાં એ નાદ વિલીન છે તો બીજામાં એ બ્હાર પડી સ્વદેશપ્રેમી ભક્તજનોને–નવયુવકોને નવજીવન અર્પે છે અને એ ઉચ્ચ ભાવનામાં સર્વને તલ્લીન કરી દે છે. એના પ્રત્યેક શબ્દમાં મધુરતા, લાલિત્ય અને ચેતનના ફુવારા ફૂટે છે અને જાણે ગુજરાતનો મધ્યકાળ આવી પહોંચ્યો હોય એમ ભાસે છે. તરૂણ ગુજરાત, ગાંડું ગુજરાત મટી ગરવું (મસ્ત) ગુજરાત બન્યું છે.

ગુજરાતની પ્રાચીનકલા ભાટચારણોના દુહાઓ અને સોરઠાઓમાં સમાયલી છે. બૌદ્ધ અને જૈન ધર્મના કિરણો જ્યારે પ્રખર તપતાં હતાં ત્યારે શિલ્પકળાનો શોખ ઘણોજ વધેલો માલૂમ પડતો હતો. ગિરનારનાં ભવ્ય ખંડેરો, તેની ગુફાઓમાનું ચિત્રકામ, સિદ્ધરાજનો રુદ્રમાળ ગુજરાતની પ્રાચીનકળાની જાહોજલાલીની સાખ પુરે છે; અને પ્રાચીન ગ્રીસ મીસરનાં મીનાકારી કામની યાદ આપે છે.

ગુજરાતની પ્રાચીનકલામાં શિલ્પવિદ્યા, ચિત્રકળા, નૃત્ય, વાદન અને સંગીત મૂખ્ય હતાં. રાજકન્યાઓ ચિત્રકળા અને સંગીતનો શોખ ધરાવતી, નૃત્ય અને વાદનને પણ ઠીક સહાય મળતી અને સંગીતની યોગ્ય કદર થતી. ક્રમેક્રમે કાળનો પડછાયો પડતાં એ સુંદર કળાઓ નષ્ટ થવા માંડી. દહેરાં તૂટવા માંડયાં, ભાટચારણો-દ્વારા જૂની દંતકથાઓ અને રાસાઓ સચવાતાં. રાજાઓ એશારામી અને મોજીલા થવા માંડયા. જહાંગિરીઓ સ્થપાઇ. હાલમાં આપણી સમીપ કેટલું સચવાયલું રહેલું છે ? ચિત્રકળાનો શોખ કેટલાને છે ? સુંદર ચિત્રોને આપણે શું ઉત્તેજન આપીએ છીએ ? હાલ ફક્ત આપણે પ્રતિકૃતિઓ (Photoes) રાખીએ છીએ. પણ્ડિત રવિવર્મા

જેવો શોખ હાલ કેટલાંને છે? ગુજરાતમાં ચિત્રકળાનો પરિચય કરાવવા માટે આપણે **'વીસમીસદી'**ના સદ્‌ગત તંત્રી **શ્રી. હાજી અલારખીઆનો** આભાર માનવો જોઇએ. અંગ્રેજ લોકોમાં જે શોખ છે તેનું ફક્ત આપણે આંધળું અનુકરણ કરતાં શીખ્યા છીએ.

અશ્વારોહણ, ધનુર્વિદ્યા વિગેરે મળી એકંદર ૬૪ કળાઓ ગણાતી. આમાંની કેટલી કળાઓ આપણને હાલ આવડે છે! ટુંકમાં આપણું હાલનું કલામય જીવન કૃત્રિમ અને શુષ્ક છે. આપણામાં હાલમાં ધુરંધર કવિઓ–ચિત્રકારો જૂજ છે. *આઠ કળા તો દરેકથી જાતે શીખી શકાય તેવી છે.

કળા માનવી જીવનનનું વિશ્રામસ્થાન છે. આળસુપણામાં નિરાંત કે વિશ્રાંતિ નથી; પરંતુ નવા નવા ધંધાની ઉકેલમાં વિશ્રામ મળે છે. દિવસનાં થાક કેડે મગજને વિશ્રાંતિ માટે સંગીત કે એકાદ ખુશનુમા ચિત્ર પ્રતિ આકર્ષણ જે શાંતિ આપે છે તેવું બીજું એકે સાધન નથી. જે માણસની દૃષ્ટિ તથા હૃદય શુષ્ક રહે છે તેને અધૂરીજ કેળવણી મળી છે એમ સમજવું. તો શું આ વિશ્વનાં મહાન્ પિતાએ વિધવિધ રંગોથી ચિત્રેલ દશ્યો તરફ આપણે શુષ્ક દૃષ્ટિ રાખી ફર્યા કરીશું? કળાનો પ્રેમ આપણી આંતરિક ઉર્મીઓને એટલો તો અસર કરે છે કે આપણાં સારાં અને સ્વચ્છ તત્ત્વો તે વડે આકર્ષાય છે અને કલ્પના તે એવી સારી રીતે પોષે છે કે તેનાથી વિવેકશક્તિ તીવ્ર બને છે; અને તેથીજ એ પ્રેમ નૈસર્ગીક બનાવવો જોઇએ. હર્બર્ટ સ્પેન્સર માણસની મુખ્ય પ્રવૃત્તિઓના પાંચ વિભાગ પાડે છે. (૧) આત્મરક્ષક પ્રવૃત્તિ, (૨) જરૂરીઆત ચીજો પુરી પાડતી જીવન-

* રાગ પાધને પારખું, નાડી ને વળી ન્યાય:
તરવું, તંતરવું, તસ્કરવું, આઠે આપ કળાય.

પોષક પ્રવૃત્તિ, (૩) ઉત્પાદક અને પોષક પ્રવૃત્તિ. (૪) સાંસારિક અને રાજકીય પ્રવૃત્તિ અને (૫) નવરાશનાં સમયમાં ઉપજતી પ્રવૃત્તિ અર્થાત્ જેનાથી વિધવિધ રાગ તથા અભિલાષાઓ પોષાય છે તેવી પ્રવૃત્તિ. આ છેલ્લા વિભાગમાં કળાની ખીલવટ ઉમેરાવી જોઇએ. આની જરૂરીઆત ઘણીજ છે. માણસ કાંઇ ફક્ત અન્નથીજ જીવી શકે છે એમ નથી. તેની કલ્પનાશક્તિ જાગૃત થવી જોઇએ અને રસિકતાને પોષણ મળવું જોઇએ. સૌંદર્યની લાગણી ઘણું કરીને સત્ય અને સ્વચ્છતા પોષે છે અને તેથી જ્યારે કોઇએક કુશળ કલાકાર પોતે અનીતિમય જીવન ગાળતો હોય તો તેટલે દરજ્જે તેની કળા પણ વિલક્ષણ બનશે. કારણ કે શ્રેષ્ટ કળા તો સત્ય અને અમલિનતામાંજ ઉદ્ભવી શકે. માટેજ જીવનની નિરાશાવાળી ઘડીમાં સુંદર કળા મગજને પ્રફુલ્લિત બનાવે છે અને નિરાંત બક્ષે છે. સંગીતની માફક ચિત્રકળા વિષે પણ સમજવું. મીનાકારી કામ (સુખડ વિગેરે લાકડા પરનું ચિત્રકામ) સ્ફટિક પથ્થર ઉપરનું કામ અગર માટી પરનું ચિત્રકામ પણ ઘણુંજ આનંદ આપનારૂં છે. પરંતુ સંગીત જેવી આનંદદાયક બીજી કોઇ સુંદર કળા નથી એ નિઃશંસનીય છે. તે જીવનને સચેતન કરે છે; વિચાર ઘડે છે, શ્રવણશક્તિ જાગૃત બનાવે છે, મગજ વિકસાવે છે અને હૃદયને આશ્વાસન આપે છે. તેથી જ્યારે સંગીત મિષ્ટપેય બને છે ત્યારે સત્યનાં વહેણ હૃદયે વહે છે. ખગોળવેત્તા **વીલીયમ હર્ષ** (William Herschel) ને સંગીત અતિપ્રિય હતું. સંગીત સ્વર્ગીય લ્હાણું છે. દરેકમાં શ્રવણ શક્તિ વિશેષ જાગૃત કરવા માટે સંગીત ઉપયોગી છે. સંગીતનો શોખ એટલે સુંદર રીતે ગાતાં આવડવું એજ નહિં પરંતુ સંગીત પર પ્રેમ. જ્યારે કોઇ મૃગલું સંગીતલુબ્ધ બની જાય છે ત્યારે તેને મરણની પણ બીક નથી રહેતી. કવિશ્રી બોટાદકર '**વિદ્ધમૃગ**' નામનાં કાવ્યમાં કથે છેઃ—

"સંગીત, લુબ્ધક, ' સુખદ તારૂં આમ નવ અટકાવ તું,
સુખમાં મને મરવા દઈ રસિકત્ત્વ પૂર્ણું બતાવતું,
આ મોક્ષથી મોંઘું અને સાકર થકી વધતું મળ્યું,
તુજ બાણનાં સંપાતથી પંચત્વ આ મુજને મળ્યું,
શર લક્ષ બીજાં ફેંક વા તલવારનો કર ઘા ભલે,
પણ ગીતના અવરોધથી નવ વ્યથિત કર મુજને અરે !"

× × × × ×

"દઈ તાલ સાયક વાતથી કર ગાન એ પણ ઈષ્ટ છે,
આ પ્રેમ પારાવારમાં ના'તાં મરણ પણ મિષ્ટ છે."

આ પ્રમાણે ' રસની ધૂની રસમાં વહે રસ રૂપ જગત ભાસતું' અનુભવ મૃગને થાય છે અને તેથીજ મરણ પણ મિષ્ટ બને છે. સંગીતની અસરથી વિષમય નાગ પણ પોતાની નૈસર્ગિક પ્રકૃતિ એકવાર ભૂલી જાય છે અને ડોલવા માંડે છે. આવો સંગીતનો અનેરો પ્રભાવ છે !

કલાવિધાયકમાં સહૃદયતા હોય તો તેની કૃતિમાં—કલામાં હૃદયંગમતા જન્મે. હૃદયંગમતા અને નવીનતા એ ઉત્તમ કલાનાં સ્વાભાવિક લક્ષણો છે. જ્યારે કલાકારનાં હૃદયના ભાવો તેની કૃતિમાં ઉતરે છે ત્યારે તે ઉત્તમ કલા નિપજાવી શકે છે. રસિકતાનો જમાનો ઘણો નીતિમય અને સુખ આપનારો હોય છે. જેટલે દરજ્જે શોખ નિર્દોષતા ત્યાગે છે તેટલે દરજ્જે તેની ઉપયોગિતા ઘટે છે.

ખાનગી તેમજ જાહેરજીવનમાં સુંદરતાની અસર આપણે જોઈ શકીશું. માણસનું સુખ સ્વાભાવિક રીતે કર્મ, મઝા અને આરામ એ ત્રણમાં સમાયલું છે. આ ત્રણે તત્ત્વોનાં યોગ્ય સંમિશ્રણો જ્યાં નથી હોતાં ત્યાં ન્યૂનતા ભાસે છે. તદુપરાંત, કેળવણી, રીતરિવાજ

અને આદર્શ પણ મનુષ્યને દોરવવામાં સાધનભૂત છે. જે દેશોમાં વેપારવણુંજ અને કલા વધે છે તે દેશોમાં લોકો ઉદ્યમી રહે છે; અને ત્યાંની પ્રજા ઉદ્યોગનાં રૂડાં ફળો ચાખી કલાનો આનંદ માણી શકે છે. મગજને નવું ચેતન જોઇએ છે; તે સિવાય તે વિકાસ પામી શકતું નથી. જો સુંદર કલા નાશ થાય તો જીવન બેશક સુકું નિરસ બની જવાનું. જે જમાનો મોટા તત્ત્વજ્ઞો, કાનુનશાસ્ત્રીઓ, મહાન સરદારો અને કવિઓને જન્મ આપે છે, તે જમાનામાં અવશ્ય ચાલાક વણકરો અને પુષ્કળ હુશીયાર ખેડુતો હોવા જોઇએ. જે પ્રજામાં કુદરતનું જ્ઞાન નથી અને જેમાં નીતિની ઉણપ છે તે પ્રજા કદાપિ સુંદર ગરમ મજલિન તૈયાર કરી શકે નહિ. **જમાનાનું નવચેતન–હીર** વિધવિધ કલાઓપર અસર કરે છે અને મનને જાગૃત બનાવી ઘટતા સુધારાવધારા કરવા મનુષ્યોને દોરે છે અને આ પ્રમાણે શારીરિક અને માનસિક બન્ને સુખો વધે છે.

જેમજેમ સારી કલાઓ ખીલતી જશે તેમ તેમ મનુષ્ય વધારે મૈત્રીલાયક નીવડશે અને પ્રજાસંઘ કેળવાશે. નવીનતા ડાહ્યા પુરૂષોને આકર્ષશે. ઉદ્યોગ, જ્ઞાન, અને માણુસાઇ એક સાંકળથી સંકળાએલ છે. જે પ્રજા મિતાહારી છે તેમાં બદફેલી જોવામાં આવશે નહિ. જ્યાં બેહદ નાચરંગોને નિર્દોષ મોજમઝા ગણવામાં આવે, પૈસાને પરમેશ્વર લેખાય, કેફી વ્યસન લાભદાયક મૈત્રિ મનાય, જ્યાં નિરકુંશ પ્રેમ મરદાઇનાં લક્ષણ હોય, અને દાવપ્રપંચ સેત્રંજની ચતુરાઇ ગણાય ત્યાં અધોગતિ ભૂખ્યા વરૂની માફક શિકાર માટે ડોકીયાં કર્યાં જ કરવાની.

ઉદ્યોગ, જ્ઞાન અને માણુસાઇ જાહેર જીવનમાં પણ તેટલાં જ ઉપયોગી છે. આ ગુણો વડે પ્રજા ઘડાય છે. જાપાન અને ચીન દેશની નાની નાની બાલિકાઓ તથા યુવકો તેમના નવરાશના

વખતમાં નવી નવી રંગબેરંગી રમતગમતની ચીજો બનાવે છે; તે દૂર દેશોમાં કીંમતિ ગણાય છે અને દરવર્ષે અઢળક દોલત ખેંચી લઇ જઇ શકે છે. રમકડાં જેવી ક્ષુલ્લક ચીજો હિન્દુસ્તાનમાંથી લાખો રૂપીઆ દરવર્ષે ઘસડી જાય છે. જે પ્રજા વખતની કીંમત આંકી શકે છે તે જ સમૃદ્ધ બની વિજયમાળા ગ્રહણ કરી શકે છે. **જે પ્રજામાં આવી વિવિધતા નથી તે પ્રજા આળસુ અને સુસ્ત રહે છે, જીંદગીના આનંદો ગુમાવે છે અને દુનીઆમાં નૂર ખુએ છે.** કાયદા, સુલેહ, પોલીસ અને વ્યવસ્થા જ્યાંસુધી પ્રજાની શક્તિ દમનારાં હોય ત્યાં સુધી તે પૂર્ણ છે એમ માની શકાય નહિ.

•

જ્યારે મનુષ્યો કોમળ હૃદયવાળાં બને છે, શુરવીર છતાં ધીર બને છે ત્યારે જ ખરૂં જ્ઞાન વધે છે અને તે પ્રજા ઉન્નતિ સાધી શકે છે. ત્યાં કુસંપની જડો જડમૂળથી ઉખેડાઇ જશે, રાજકીય ઉથલપાથલ બંધ થશે અને બખેડા ઓછા થશે. **સ્વતંત્રતાની આબોહવા વિના કોઈ પણ પ્રજામાં ચેતન ફુવારા ફુટી શકતા નથી.** જે પક્ષી સ્વતંત્ર ઉડી ગગનમાં ઉંચાં ઉડ્ડયનો કરી શકે છે તેજ સુમનોહર ગીત મુક્ત કંઠે લલકારી શકે છે. પ્રજાની પાંખમાં જ્યારે જીવન રૂપી હવા (પ્રાણવાયુ) પૂરતાં નથી હોતાં ત્યારે તે શુષ્ક અને નિર્બળ બને છે. જે પ્રજા સ્વતંત્ર છે તે જ ખરૂં સુખ અને નિર્દોષ આનંદ ભોગવી શકે છે. પુરાતન **રોમનો** હંમેશ વિગ્રહોમાં મચ્યાં રહેતાં હોવાથી અણસુધર્યાં જેવા લાગવા. ઇટાલિનાં અધોગતિનાં લક્ષણો ઇતિહાસકારો આ પ્રમાણે આપે છેઃ–' વેનિસનો આમવર્ગ જ્યારે પ્રજા સાથે ઇર્ષાયુક્ત હતો, ત્યારે ફ્લોરેન્સનો મધ્યમવર્ગ ધંધામાં રચ્યો પચ્યો રહેતો. **રોમમાં** પાદરીઓનાં રાજ્યો હતાં અને **નેપલ્સમાં** સ્ત્રીઓનાં રાજ્યો (ત્રીયા રાજ્યો) હતાં; ત્યારે યુદ્ધ જીવનનું કિંમતી સાધન બન્યું. આમ જ્યારે કુધારાએ ઘર કરવા માંડયું ત્યારે હુન્નરકલા મુઠી વાળી નાઠાં. કાવત્રાં, દગાફટકા અને આપસઆપસન

કલહો દાખલ થયા અને જગજાહેર પુરાણું રોમ પડ્યું ! કેટલાંક રોમની પડતીનાં કારણો તેના બેહદ હુન્નરકલાનાં ખોટા મોહમાં જુએ છે. પરંતુ હુન્નરકલાને બદલે રોમની પડતી તેની અંધાધુંધીવાળી રાજનીતિને જવાબદાર છે.

કલાની ખરી ખીલવટ સાથેજ સ્વતંત્રતાનો વાયરો વાશે. જ્યાં કલાને ન્યાય નથી અપાતો ત્યાં ફક્ત બેજ વર્ગો રહેવાના: (૧) માલિકો અને (૨) મજૂરો. માલિકો જુલ્મી અને સ્વચ્છંદી થવાના અને મજુરો હંમેશ કંગાલ અને પરાધિન રહેવાના.

હવે આપણે બીજા મુસદ્દા ઉપર આવીશું. નિર્દોષ આનન્દ અથવા કલામાં હૃદયંગમતા જીવનનો માર્ગ સરળ બનાવે છે અને જનસમાજને ઉપયોગી નીવડે છે. જ્યાં જ્યાં મોજ નિર્દોષ નથી હોતી ત્યાં ત્યાં તે ઉપયોગી નથી નીવડી શકતી. બિલાડીની મૂષકની સાથેની મૈત્ર સુખદ નથી; કારણ કે તે નિર્દોષ નથી. તે મૂષક પ્રાણઘાતક છે. આજ પ્રમાણે હરકોઇ પ્રજાનું સમજવું. ધારો કે એક ધનિક પોતાનો એશઆરામ છોડી પોતાનું દ્રવ્ય બાળકોની કેળવણીમાં, મિત્રને મદદમાં, ગરીબોને પોષી ઉન્નતિમાર્ગે દોરવામાં ખર્ચે તો તે પ્રજાને કેટલો બધો ઉપયોગી નીવડી શકે ! ખોટાં ખર્ચો ટળતાં હજારો ગરીબોનાં નિભાવ થશે અને તેઓની જીવનભર દુવા મળશે.

જે કલામાં અન્ત:કરણ રેડાય છે અને જે હસ્તકૃત છે તે ખરી કલા છે. કલાવિધાયક સુંદરતાની ગોષ્ટિ શોધે છે અને કુદરત અને કુદરતની કૃતિને તે સાંધે છે. સારા ઉમદા પુસ્તકો અને ઉચ્ચ ચારિત્ર્યવાન થોડા સન્મિત્રો સહૃદયતા વિકસાવવા સમર્થ છે. જ્યારે પ્રજાની નસેનસમાં ઉન્હાં રકત વહે છે ત્યારે જ તે

ગરીબોની કૃતિમાં ખરી હૃદયંગમતા નિહાળી શકશે; તેને ઉત્તેજન આપી તેનાં આંસુ લોહી શકશે અને તેનો ભૂખમરો ટાળી શકશે. ખરી કલાને આ પ્રમાણે પોષણ મળવાથી કલાકારો સમૃદ્ધ થશે અને દેશ આબાદ થશે અને ગુજરાતનો ઇતિહાસ અધિક જ્વલંત થશે અસ્તુ.

ગુજરાતની પ્રાચીન કલા તેના ઉચ્ચ આદર્શોમાં હતી, મધ્યકાલીન કલા શિલ્પકળામાં અને અર્વાચીન કલા કર્મયજ્ઞે આત્મબલિદાન દ્વારા સ્વાતંત્ર્યની સિદ્ધિમાં દૃગ્ગોચર થાય છે.

• કલા માનવજીવનનો જ્વલંત ઇતિહાસ છે અને તેમાં તેનાં ગુણદોષોના પડઘા પડે છે. ગુજરાતના નવિન (સાંપ્રત) યુગનો અધિષ્ઠાતા **નર્મદ** છે. મધ્યકાલનો છેલ્લો તારો '**દયારામ**' સવારનાં પહોરના ફીક્કા પડી ગએલા આછા રંગથી પ્રકાશી અસ્ત થયો અને સમકાલિન **નર્મદ** અને **દલપતરામ** ઉગ્યા. **દલપતરામમાં** જુનાં તત્ત્વોનાં અન્વેષણો હતાં તો **નર્મદ**માં નવા યુગની તીખાશ હતી. બન્નેની દિશા ભિન્ન હતી; ઉદ્દેશ એક હતો. **દલપતરામે** રસ સાથે આનંદ ચખાડયો. **નર્મદે** યુવાવસ્થાની મસ્તિ સાથે પ્રેમશૌર્યનાં પાઠો પાઢ્યા. સાંપ્રત યુગમાં એ ફાલી નીકળ્યો એ તે મહાન્ વ્યક્તિનો પ્રભાવ !

**નર્મદ** કવિ હતો, સ્વદેશાભિમાની મહાન્ દેશભક્ત હતો. તેણે ગુજરાતીઓને પ્રેમ અને શૌર્ય અર્થે સદ્બોધ્યા, સાહસિક અને મક્કમ રહેવા પ્રેર્યા અને ગુજરાતને ગરવો બનાવી તેની જય મંગળ આરાત્રિક ઉતારી. એનાં ગદ્ય લખાણનાં પૃષ્ટે પૃષ્ટે નવચેતન, ઉત્સાહ, સ્વદેશી ભાવના અને કર્તવ્યપરાણતા અને ગુજરાતી તરીકેનું અભિમાન સ્ફૂરે છે. એ ઝનુન ગુર્જરપુત્રની રગેરગમાં ઉતારવા એણે ખૂબ પ્રયત્ન કર્યો. એનાં આત્માનાં દ્વાર ઉઘડયાં અને

એણે ગુજરાત માટે ભેખ લીધી. નોકરીને તિલાંજલી આપી અને કલમ હાથમાં લીધી અને ગદ્‌ગદ્ કંઠે અરજ કરી કે 'હવે હું તારે ખોળે છઉં.' ઘણી એ મુશ્કેલી નડી; દેવું ચઢયું, અને પછી તો ભગીરથ પ્રયત્નો મંડાયા પણ સઘળા નિષ્ફળ ગયા, છેવટે ગરીબાઇ આવી. ત્રણ ત્રણ દિવસ એકભુકતા રહેવું પડતું. પરંતુ બ્હારથી જોતાં તો **નર્મદ** તેવાજ ખુશમીજાજી દેખાતા. આજ એમનો ગુજરાત માટેનો અનન્યપ્રેમ, આજ એમની પ્રેમભકિત.

નર્મદ એટલે નૂતન ઉત્સાહ, નર્મદ એટલે પ્રેમશૌર્ય અને નર્મદ એટલે નર્યું સ્વદેશાભિમાન. **નર્મદ** ખરેખર **નૂતન યુગનો** અધિષ્ઠાતા છે. ગુજરાતના એ કલાપુત્રે ટૂંક જીવનમાં ખૂબ કરી. નર્મગદ્ય, નર્મકવિતા અને નર્મકોષ એ **નર્મદ** કલાનાં વિજય (સ્મારક) સ્તંભો છે. ગુજરાતનાં શૂરવીરોને એણે સત્કાર્યા, અને સ્વતંત્રતા સ્તવી. એણે સ્હમજીને શારદામાતાની સેવા સ્વીકારી અને **યાહોમ** કરીને પ્રતિજ્ઞા કરી કે,—

> "ફતેહ કરીને આગળ વધશું, અથવા અહીંયા મરશું;
> પણ લીધેલું તે પાળીશું, રે વજ્જરનું કરશું"

અને તે પાળી પણ ખરી. નર્મદની બાની જૂદાજ પ્રકારની છે અને ખરેખર આપણને કહ્યા વિના ચાલતુંજ નથી કે **નર્મદ** તે **નર્મદ**!

કૌમારાવસ્થામાં એને વિદ્યાનો શોખ લાગ્યો, યૌવનાવસ્થામાં કીર્તિ અને સ્વદેશભકિતનાં અંકૂરો ફૂટયાં અને વૃદ્ધાવસ્થામાં ઇશ્વર ઉપર અડગ શ્રધ્ધા જન્મી. યુવાવસ્થામાં **બુદ્ધિવર્ધક** સભા સ્થાપી અને ભાષણો કરવા માંડયાં. કવિ થવાનો વિચાર થયો. પરંતુ પિંગળનાં જ્ઞાન વિના કવિ કેવી રીતે થવાય ? અને પિંગળ મેળવવાનું

સાધન તો મળે નહિં. શોધખોળ કરતાં એક ઠેકાણે તે પુસ્તકની ભાળ લાગી. તરતજ ગુજરાતનો ભાવિ કવિ પિંગળનો ઉતારો કરવા ત્યાં જવા લાગ્યો ! છેવટે **નર્મદ** કવિ થયો; એટલુંજ નહિ પરંતુ તેણે નવું પિંગળ અને અલંકારશાસ્ત્ર પણ રચ્યું. સ્વતંત્રપણે રૂચે તેવું બેધડક લખાણ લખવા માંડ્યું. કવિ **દલપતરામ** સાથે ઝપાઝપી થઇ. ગુજરાતમાં નર્મદનો ડંકો વાગ્યો. અમદાવાદ દલપતરામને પૂજે, મુંબઇ અને સુરત નર્મદને સ્તવે. આ પ્રમાણે જુના અને નવા યુગની વચ્ચે રસાકસી શરૂ થઇ અને **નવિનયુગે** વિજય મેળવ્યો.

**નર્મદાશંકર** કવિ હતા એટલુંજ નહિ; પરંતુ એક મહાન્ પ્રેરક પણ હતાં. એણે જે ગૂઢ બીજો વાવ્યાં તેનો પરિપાક રાત્રી વીતતાં કેટલેક અંશે થયો છે. પછી ધીમે ધીમે સાંપ્રત યુગના બીજા તારકગણો દેખાવા લાગ્યા. **નવલરામ, ગોવર્ધનરામ. કલાપિ, મણિલાલ ન્હાનાલાલ** અને **લલિત** આ યુગનાં ફળરૂપ છે. દરેકની દિશા ભિન્ન છે; પરંતુ અનન્ય ભક્તિ ગુજરાતની છે. છેવટે ગુજરાતનાં આકાશ પટપર **ધ્રુવ** દેખાયો અને ગુજરાતને દિશાભાન થયું. એણે નર્મદના સ્વદેશસેવા અને સ્વદેશાભિમાનનાં બીજો ખુબ પોષ્યાં અને ગુજરાતને ભારતનું કર્મક્ષેત્ર બનાવ્યું. ગુજરાત ભારતનું કલાઉદ્યાન થયું. ગુજરાતનો ટંકાર તે ભારતનો ટંકાર ગણાવા લાગ્યો; ગુજરાતનો એ પુત્ર બોલે એટલે સારા જગતની દ્રષ્ટિ ખેંચાય. સત્ય અને અહિંસાની મૂર્તિ પ્રગટી અને ચેતન વાધ્યું. નવજીવનનાં ભણકાર થવા લાગ્યા. ગુજરાતમાં અરૂણોદય તો કયારનોયે થયો હતો; પરંતુ મધ્યાન્હનાં પ્રખર કીરણો હજી પ્રગટ્યાં ન હતાં. નર્મદની આશાસ્પદ ભાવના સત્ય ઠરી. ગુજરાતી ભાષાનો ચમત્કાર વધ્યો, ગુજરાતી વખણાઇ, ગુજરાતીનો ભ્હાર જામ્યો અને ગુજરાતી ભાષાનો લીલાવિસ્તાર વધ્યો. શબ્દો થોડાં, વિચાર ગંભીર; નર્યું સત્ય અને પાસા પાડેલા હીરાની માફક ઓપતી વીરશૈલી પ્રગટી. 'સાદામાં શિક્ષા

કથે તેજ કવિજન એક' એમ અનુભવાવા લાગ્યું. ગુજરાતે ભેખ લીધો, ગુજરાતે સ્વદેશ અર્થે કર્તવ્યવેદી પર બલિદાન આપવા કમ્મર કસી અને એક વીર ડગલું ભર્યું. આ બાની અને કુરબાની તે મોહનનીજ સંભવે હો !

આ તરફ ગુજરાતની રંગભુમિ પણ શણગારાતી હતી. નાટ્ય-કલાનો નૂતન યુગ કવિ **વાઘજી આશારામ ઓઝા** અને સાક્ષર શ્રી **ડાહ્યાભાઈ ધોળશાજી**થી શરૂ થાય છે. પ્રથમ કલાકારોમાં વિચારોની પ્રૌઢતા, નીતિનાં તત્ત્વો અને ઉદાત્ત ભાવનાઓ સ્ફુરે છે. નાટકનું સ્વરૂપ ધીમે ધીમે બદલાવા લાગ્યું. ભક્તિને બદલે પ્રેમનાં, તત્ત્વો વધારે ઉમેરાવાં લાગ્યાં, પરંતુ ખરા પ્રેમનાં તત્ત્વો વિસરાયાં. ડોળ દમામ વધ્યાં; શૃંગારિક ભાવના ઉદ્દીપ્ત બની. રંગભૂમિ ઉપર રોનક આવી; અને પાશ્ચાત્ય કલાનાં અનુકરણ એ દિશામાં થવાં લાગ્યાં. વખત જતાં નાટકની રંગભૂમિ ઉપદેશની ભૂમિ બનવા લાગી. નવીન કલા, નવીન ભભક, નવીન રોશની અને જીવનનો નવીન પલટો લાગ્યો. નવીન તત્ત્વોનાં અન્વેષણો થવા લાગ્યાં. અને કક્ષા બદલાઇ. આ નવિન પ્રવાહનો અધિષ્ઠાતા સ્વર્ગસ્થ **નૃસિંહદાસ વિભાકર** ગણી શકાય; પરંતુ હજી નાટ્યશાળા જોઇએ તેવું આદર્શરૂપ બન્યું નથી; કારણ કે હાસ્યરસ બહુ હલકા પ્રકારનો હોય છે અને સંગીતમાં ખામી હંમેશ હોય છે-હાવભાવ વધારે છે. ખરી નાટ્યકલા ત્યારેજ કે જ્યારે નાટ્ય એક ખરૂં ચિત્ર લાગે અને હૃદયપટપર સચ્ચોટ છાપ પાડી શકે અને તેમાં તન્મય બનાવી તલ્લીન કરે. હાલમાં દશ્ય નાટકોનો વિશેષ પ્રચાર છે. નાટ્યકલા બહુ ઉંચા પ્રકારની કલા છે. કારણ કે કાલિદાસ ભવભૂતિ જેવા ખરા માનસ-શાસ્ત્રી, અનુભવશાસ્ત્રી જ તે નિપજાવી શકે. આ દિશામાં હજી આપણો પ્રયાસ અધુરો છે. **ભવભૂતિ**નાં ઉત્તરરામ જેવું કે **કાલિદાસ**નાં 'શાકુંતલ' જેવું નાટક હજી આપણામાં રચાયું નથી

અને આવો સમર્થ નાટયકલાકાર હજી ગુજરાતમાં જન્મ્યો નથી. ગુજરાતની રંગભૂમિનાં સૂરો હજી બેસુરાં વાગે છે અને ભાવના ઉચ્ચગામી બનવા જતાં ચરિત્ર્યદર્શન ગબડી પડતાં લાગે છે.

ગુજરાતમાં આધુનિક ચિત્રકળાનું ખરૂં ભ્યાન કરાવનાર, ગુર્જર કલાના અનન્ય પૂજારી અને વીસમીસદીના મર્હુમ તંત્રી હાજી અલ્લારખીયાનાં નામથી હવે કોણ અજ્ઞાન હોઇ શકે? સાહિત્યનાં પોષણ અર્થે એણે અર્થ અને લાભનાં બલિદાનો આપ્યાં અને મૂકાવ્યું. બસ, ગુજરાતમાં યુરોપ અમેરિકા જેવા ચિત્રોનો શોખ કેમ વૃદ્ધિ પામે, ઉત્કૃષ્ટ કલાકારોને ઉત્તેજન કેમ મળે એજ એની મુરાદ હતી. 'ઉમરખય્યામ'નો એ મહાન્ ઉપાસક હતો અને કલામંદીરનો અનન્ય પૂજારી હતો. એણે શ્રી. ધુરંધર, રવિશંકર રાવળ, ગોરક્ષકર, માલી, પુરૂષોત્તમ અને પટેલ વિગેરેને ઓળખાવ્યા. યુવકોને અને સાહિત્યરસીકોને સાહિત્ય સેવાનો ચસ્કો લગાડયો અને વાર્તારસકુંડળ વચ્ચે ઉભા રહી સાહિત્યરસ પોષ્યો. હાજીએ સાહિત્ય સેવા અર્થે ફકીરી સ્વીકારી. સાહિત્યમાં ઉંચાં ઉડ્ડયનો શરૂ કર્યાં, એ કલાવિધાયકે જુના સાક્ષરોને આમંત્ર્યા, નવાને પ્રેર્યા અને સાહિત્યનો શોખ જાગૃત કર્યો. કલાની કદર કરી અને બન્યો તેટલો શ્રમ ઉઠાવ્યો. ભાવનાને સ્ફુટ સ્વરૂપ આપવા ખૂબ પ્રયત્ન કર્યો. સૌંદર્ય અને કલાનો એ ઉપાસક હતો અને હંમેશ તે માટે તલસતો. હાજીની મુરાદ સાહિત્યોદ્યાનમાંજ દેહત્યાગ કરવાની હતી. કારણ કે 'કબ્ર બુલબુલકી બને ગુલજારમેં' (બુલબુલની કબર બગિચામાંજ હોય છે) ઉમ્મરખય્યામનાં ચિત્રો એને બહૂજ પ્રિય હતાં. કલાની અભિરૂચી ગુજરાતીઓમાં વધારવી, કલાનું ક્ષેત્ર વિસ્તૃત બનાવવું, ભાવના જાગૃત કરી સૌંદર્યવિધાનો પોષવાં એ તેનાં આશયો હતા. એનું જીવન એટલું તો કલામય થઇ ગયું

હતું કે એને એક પ્રકારની લગની લાગી હતી. ગુર્જર કલા મંદીરમાં એનું સ્થાન હંમેશ ઉજ્વળ અક્ષરે લખાઇ અમર રહો એજ એ રસવિધાયક કલાપૂજારીનું સ્મારક. અસ્તુ!

આ પ્રમાણે વિધવિધ દિશામાં કળાનાં પ્રયત્નો થયા છે; ગુજરાતમાં બંગીય સાહિત્યનાં કલાવતાર કવિવર ટાગોર જેવા કલાકારની ખોટ છે. જ્યારે સાક્ષરોનાં પોષણ અર્થે દેવી અન્નપૂર્ણાન સાધનો ખૂલશે ત્યારે હજી વધારે ઉપાસકો ગુર્જર કલામંદીરમાં એકક આકર્ષાઇ આવશે. કલાનો સ્વતંત્ર ધંધો હજી ગુજરાતમાં ખીલ્યો નથી. કલા હજી આજીવિકાનાં સાધનરૂપ બની નથી. ફકત એ એક શોખ રૂપેજ છે. સાધન અને સામગ્રી બન્ને હજી અધૂરાં છે.

કલા પરીક્ષા બહુ કઠણ બાબત છે. કલાનો પરીક્ષક કલાકારજ હોઇ શકે. વીરનાં ગુણો ખરો વીર જ પિછાણી શકે. જેમ ખરા ઝવેરીના હસ્તે ચઢતાં હીરાની પરીક્ષા થાય છે અને તેનું મૂલ્ય અંકાય છે, તેમ કલાપરીક્ષકને હસ્તે ચઢતાં ખરા કલાકારની કીંમત અંકાય છે. કલાનાં મુખ્ય લક્ષણો સૌંદર્ય, ઓજસ્ અને સ્વભાવિકતા (નૈસર્ગિપણું) છે. અને આ ગુણો કુદરતી બક્ષીસ વિના જન્મી શકતાં નથી. ઉત્તમ કલામાં આનંદ છે અને જ્યારે અમુક કૃતિ, ચિત્ર યા ભાવ નિહાળતાં જીવ આનંદમાં તરબોળ થાય છે; ત્યારેજ તેમાં કલાની પરિપકવતા જન્મી એમ ગણી શકાય. જેમ ખરા કલાકાર વિરલ છે તેમ ખરા પરીક્ષક પણ વિરલ છે. કલા એક જીવનવિધાન છે અને કલાકાર તેની ભાવનામાં નશ્વરદેહે જીવે છે. કલા તેનો અક્ષરદેહ છે અને પ્રકૃતિએ પ્રકૃતિએ તેની નવી કીંમત અંકાય છે. કલા એક સર્જક પ્રકૃતિ છે. જેમ વસંત આવતાં આમ્રડાળે કોયલ ટહૂકે, તેમ માનવ જીવનમાં સૌંદર્યની એક અનુપમ ઘડીમાં કલાનો ગુંજારવ થાય છે અને સ્વર્ગીય આનંદ અનુભવાય છે.

ગુજરાતનું નૂર આખી આલમને ઉજ્વળ કરો, ગુજરાતની કલાનો લીલા વિસ્તાર અધિક વધો, ગુજરાતમાં સાદર્ય અને રસનાં ભોકતાઓ જન્મો અને ગુજરાતની લીલીછમ વાડી ફાલીફૂલી અધિક ફળદ્રૂપ બનો એજ શુભાભિલષા. અસ્તુ !





# પ્રકરણ ૨ જું.

## ગુજરાતનું સામાન્ય વર્ણન
## ( ભૌગોલિક )



**'ગુજરાત' નામ નિર્દેશ** } ગુર્જર રાષ્ટ્ર ઉપરથી પ્રાકૃત ગુર્જર-રટ્ટ થયું અને જ્યાં ગુર્જર લોકો વસે છે તે મુલક ગુજરાત કહેવાયો ! ગુર્જરો એક મુસાફર ટોળી હતી અને વાવ્ય કોણમાંથી તે હિંદમાં પેઠી અને પંજાબ અને ઠેઠ ખાનદેશ સુધી વધી અને પછી પશ્ચિમ તરફ ગુજરાતમાં દાખલ થઇ. એવું કહેવાય છે કે કુશાન (કનિષ્ક) રાજાના સમયમાં ( ઇ. સ. ૭૮–૧૦૮ )માં ગુર્જરો પ્રથમ હિંદમાં આવ્યા. ઇ. સ. ૩૦૦ ( ગુપ્ત સમયમાં ) પૂર્વ રજપૂતાના અને માળવા તરફ પથરાયા અને ગુપ્તવંશની આખરે ઇ. સ. ૪૫૦–૫૫૦ માં સ્વતંત્ર થઇ પડયા. ઇ. સ. ૮૯૦ માં કાશ્મીરના રાજા શંકર-વર્માએ ગુર્જર રાજા અલખાન ઉપર ચઢાઇ મોકલી હતી. અલખાને 'તર્કુદેશ' આપ્યો હતો. ચીનો મુસાફર હુએનત્સાંગ 'ત્સ્હેકીઆ' કહે

છે તેજ આ 'તક્ક' દેશ હશે એમ ગુજરાતના પ્રાચીન ઇતિહાસનાં લેખક રા. બ. ગોવિંદભાઇનું અનુમાન છે. આ પ્રમાણે ગુર્જરો ત્રણ ભાગમાં વસ્યા હતાઃ (૧) પંજાબમાં (૨) માળવામાં અને (૩) હાલનાં ગુજરાતમાં.

**પ્રાચીન વિભાગો** પ્રાચીન ઇતિહાસમાં ગુજરાતનાં ત્રણ વિભાગ પાડવામાં આવ્યા હતા. (૧) **આનર્ત્ત** (૨) **સુરાષ્ટ્ર** અને (૩) **લાટ.** ઉત્તર ગુજરાતનો ભાગ આનર્ત્ત નામે ઓળખાતો અને તેનું મુખ્ય નગર આનંદપુર હતું. આ આનંદપુર તેજ હાલનું વડનગર હોવું જોઇએ એમ વિદ્વાનોનું માનવું છે. ક્ષત્રપ રાજા **રૂદ્રદામા** (ઇ. સ. ૧૫૦)ના ગિરનાર લેખમાં આનર્ત્ત અને સુરાષ્ટ્ર જુનાગઢના હાકેમને તાબે હોવાનું લખ્યું છે. (૨) સુરાષ્ટ્ર તે સોરઠ. સુરઠ અને સુરથ્થ તેના પ્રાકૃત શબ્દો. મિસર દેશનો **ટૉલોમી** 'સુરઠન' અભિધાન આપે છે. (૩) લાટ એ ગુજરાતનો દક્ષિણ વિભાગ છે. ટૉલોમી તેને 'લારિક' કહે છે. **વરાહમિહીર** નામે પ્રખ્યાત જ્યોતિષવેત્તા '**લાટ**' નામ આપે છે. **કાત્યાયને** 'લાટ' નામ વાપર્યું છે અને કેટલાંક લેખોમાં પણ 'લાટ' અભિધાન કોતરવામાં આવેલું છે.*

ગુજરાતનાં અગ્નિ કોણનો ભાગ '**આભીર**' નામે ઓળખાતો જેને ગ્રીક લોકો '**અબીરીયા**' કહેતા. સાતમા સૈકામાં જ્યારે હુએન સંગ હિંદની મુસાફરીએ આવ્યો ત્યારે રજપુતાનાની દક્ષિણનો મુલક અને માળવા 'ગુર્જર' નામે ઓળખાતો અને હાલનો દ્વિપકલ્પ 'સૌરાષ્ટ્ર' નામથી ઓળખાતો.

**મર્યાદા.** હિંદુસ્તાનના પશ્ચિમ ભાગમાં ગુજરાત દેશ આવેલો છે. એની ઉત્તરે કચ્છનો અખાત તથા રજપૂતાના,

* જુઓ Indian Antiquary, June, 1926.

પૂર્વે માળવા અને ખાનદેશ, દક્ષિણે અરબી સમુદ્ર તથા થાણા જીલ્લો અને પશ્ચિમે કચ્છનું રણ તથા અરબી સમુદ્ર છે.

**પર્વત.** આબુનીહાર, પાત્રાગઢ, દેવગઢ, ગિરનાર, શેત્રુંજો, બર્ડો, ગીર અને ચોટીલા વિગેરે.

**ડુંગરો** આરાવલી, રાણીતુંગ, આરાસુર, વિંધ્યાચળ, રાજપીપળા, પાવાગઢ, ચોટીલા, બર્ડો, ગિરનાર શેત્રુંજો, સાતપુડા, અને અમરકંટક.

**નદીઓ.** બનાસ, સરસ્વતી, સાબરમતી, મહી, નર્મદા, તાપી, મીંઢોળા, પૂર્ણા, અંબીકા, દમણગંગા, ભોગાવો અને ભાદર.

**વિભાગો.** (૧) કાઠિયાવાડ (૨) ગુજરાત અને (૩) કચ્છ.

**વિશેષ ભાગો** પાટણવાડો, ચુંવાળ, મેવાસ ચરોતર, કાનમ, અને ભાલ.

**કુદરતી ભાગો** (૧) તળ ગુજરાત (૨) તેને લગતો દ્વિપકલ્પ અને (૩) કચ્છ પ્રાંત.

**ક્ષેત્રફલ** ક્ષેત્રફળ ૭૨,૦૦૦ ચોરસ માઇલ છે.

**પ્રજા** આર્ય

**વસ્તી** સુમારે ૯૨,૫૦,૦૦૦ (લગભગ એક કરોડ)

**જાતિ** હિંદુ, પારસી, મુસલમાન, યાહુદી વિગેરે.

**ધર્મ** સનાતન આર્યધર્મ, જૈન, પારસી, મુસલમાની. ખ્રિસ્તી વિ

**સંપ્રદાયો** વૈષ્ણવ, શૈવ, સ્વામીનારાયણ, વિગેરે.

**પેદાશ** જાતજાતનાં અનાજ, રૂ, તમાકુ, શેરડી, અફીણ, ગળી, કસુંબી, મીઠું, ખાર, તેલીબીયાં, ઈમારતી લાકડાં, કીનખાબ, મશરૂ વિગેરે.

**ધંધો** ખેતી, રેશમી તથા સુતરાઉ વણાટકામ, અકીકનું કામ, ભરતકામ, કાચનાં વાસણો, માટીનાં વાસણો બનાવવાનું તથા રંગણુ, તરેહવાર નકસીદાર લક્કડકામ તથા મીનાકારી કામ.

**રમ્ય તીર્થો** ગોહલવાડમાં શેત્રુંજાનું, સોરઠમાં ગિરનારનું, ગુજરાતની સરહદ ઉપર આબુનું, પશ્ચિમે દ્વારકા તથા કાઠીઆવાડમાં પ્રભાસનાં તીર્થો પ્રસિદ્ધ છે.

**બંદરો** વલસાડ, સુરત, ભરૂચ, અને ટંકારી (ગુજરાતનાં) કચ્છનાં અખાત ઉપર વેવાનીઆ, જોડીઆ, બેરી, સાલીયા. ખંભાતના અખાત ઉપર ધોલેરા ભાવનગર અને ઘોઘા.

કાઠીયાવાડમાં ગોવા, જાફરાબાદ, વેરાવલ, માંગરોળ, પોરબંદર, કચ્છમાં તૂના, મુંદ્રા માંડવી જખાઉ ને લાખા.

**તળાવો** અમદાવાદથી દક્ષિણ પશ્ચિમે ૩૭ માઇલ ઉપર નળ, અમદાવાદમા ચંડોલા, કાંકરીયા, મનસર (વિરમગામની પશ્ચિમે સિધ્ધરાજની મા મિનળદેવીએ બંધાવેલું), દાહોદના રસ્તા ઉપર ચોરવાડનું તળાવ, રાણી તળાવ (ઇડરની ઇશાને ૦॥ માઇલ ઉપર) સામળાજીની ઉત્તરે કર્માબાવી તળાવ.

**ઉન્હા પાણીના કુંડા** ઉનાઇમ ચૈત્ર શુદ પૂનમે જાત્રા ભરાય છે. લસુંદરા, જ્યાં આગળ ફાગણ શુદ પૂનેમે જાત્રા ભરાય છે. ગોધરાની પાસે તુંવા ગામ આગળ અને બાબરીઆવાડમા તુળસી શ્યામનો કુંડ.

**રણુ** કચ્છનું.

**મુખ્ય ધંધો** ખેતી અને વેપાર વણજ.

**ઢોર** બળદ, ગાય. ભેંસ, ઘેટાં, બકરાં, ઘોડાં વિગેરે.

**રાનીપશુ** વાઘ, દીપડો, સિંહ (ગિરનારમાં), વરૂ, રીંછ, ભૂંડ, સસલાં, શિયાળ, પાણીની બીલાડી, સાબર, ચીતલ, જીરાફ વિગેરે.

**જાતીઓ** બ્રાહ્મણ (૮૪ જાતનાં), રજપૂત (૧૦૯ ઓડકનાં) બ્રહ્મ-ક્ષત્રી, કાયસ્થ અને પરભુ વાણીઆ (કંદીબંધાં અને શ્રાવક), મારવાડી, ભાટીઆં, તથા લુવાણા, કણબી, લેવા અને કાળાચૂડાનાં સોની, કંસારા, સુથાર, લુહાર, દરજી, કુંભાર, સલાટ, ભાવસાર, છીપા, ગળિ-યારા, ઘાંચી, તાઇ, તંબોલી, ખત્રી, સાળવી, ધોબી, હજામ, પખાલી, ખવાસ, રબારી, આહીર, ભરવાડ, ભાટ, ચારણ, ખારવા, માછી, કોળી, ભીલ, ઘેડ, વાઘરી. ઓડ, ભંગી, ભીલ, નાયકડા, વાઘેર, કાઠી, બાબરિયા, ભવાઇઆ, ગંધ્રફ વણજારા.

**મુસલમાન** સૈયદ, શેખ, મોગલ, અને પઠાણ, અને બીજા ૧૭ જાતના, વહોરા, ખોજા.

**પારસી** સુરત, ભરૂચ, નવસારી, બીલીમોરા, ગણદેવી, અને મુંબાઇમાં મૂખ્ય કરીને આ પ્રજા વસે છે.

**ખેતીની** જમીન કાળી ગોરાટ, અને ગોરમટી.

| ખેડાણ જમીન | જીરાયત | ક્યારી અને | બાગાયત |
|---|---|---|---|
| | (ધાન્ય અને કઠોળ પાકનારી) | (ભાત પાકનારી) | (શેરડી શાકભાજી તથા મેવો * પાકનારી.) |

**નીકાસ** રૂ, ગળી, સર્વે જાતના અનાજ, નવભાર વનસ્પતી તંબાકુ, અફીણ, શેરડી, એરંડી, અળશી, કસુંબો, ભોંયસીંગ, ભાજીપાલા, વિધવિધ જાતનો મેવો, તથા તેજાનાં, વિગેરે.

**હુન્નર** કીનખાબ, અને રેશમી કાપડ, સુતરાઉ કાપડ, સોના રૂપાનાં બુટ્ટાનું કામ, તાંબા પિત્તળનાં વાસણ, લોઢાનો સામાન, કાચનું કામ, લક્કડ કામ, હાથીદાંત, સાબુ. અકીક, માટીનાં વાસણ, કાગળ, મીઠું, સુરોખાર, ચામડું વિગેરે.



* હિંદની અને મૂખ્યત્વે કરીને ગુજરાતની [illegible] ઔષધિમાં પણ વપરાય છે.



## પ્રકરણ ૩ જું.

## આર્ય સંસ્કૃતિનું પ્રાચીન સાહિત્ય

(૧)

### વેદ અને ઉપનીષદ્‌નો કાળ

ઇ. સ. પૂર્વે ૨૦૦૦ થી ૧૪૦૦



પ્રાચીન ઇતિહાસ તપાસતાં જણાય છે કે આ દુનીઆમાં ચાર મહાન પ્રજાઓ ઉત્પન્ન થઇ છે અને તેની વસ્તી પથરાઇ છે. (૧) **આર્ય**–યુરોપ, ઇરાન અને હિંદમાં વસતી પ્રજા (૨) **તુરાનીઅન**–ચીન તીબેટ અને તાર્તારીમાં વસતી પ્રજા (૩) **સેમીટીક**–અરબસ્તાન અને પશ્ચિમ એશીઆમાં વસતી પ્રજા (૪) **હેમીટીક**–આફ્રિકાનાં ઇશાન-કોણમાં વસતી પ્રજા. આ ચાર પ્રજાઓ કેળવાઇ અને દરેકને પોત-પોતાનાં ધર્મ ઇતિહાસ અને કેળવણી છે.

પ્રાચીન કાળનો મુખ્ય ધંધો ખેતીનો ગણી શકાય. નાઇલ અને યુફ્રેતીસ, હોઆંગહો અને સિંધુનાં ચાર ભાગો પ્રાચીન કાળનાં મુખ્ય

વસ્તીગૃહો બન્યાં. **હેમીટીક** પ્રજાએ ઇજીપ્તમાં, **સેમીટક** પ્રજાએ બેબીલોનમાં, **તુરાની** પ્રજાએ ઇરાનમાં અને **આર્ય પ્રજાએ** ઉત્તર હિંદુસ્તાનમાં, સીંધુનદીના કિનારા આગળ અને ગંગા નદી આસપાસનાં પ્રદેશ આગળ પોતાનાં સુધારાવધારા અને સંસ્કૃતિ દાખલ કર્યાં.

આ સમયે આર્યાવર્ત્તમાં બીનકેળવાયલી ત્રણ મૂખ્ય પ્રજાઓ હતી. (૧) **મોંગોલીઅન**, (૨) **કોલોરીઅન** અને (૩) **દ્રાવિડીઅન. મોંગોલીઅન** ઉત્તરમાંથી આવ્યા હતા અને તેની પ્રજાના સંતાનો સીકીમ અને ભૂતાન, ગેરો અને ખાસીયા ડુંગરમાં, કાચાર, મનીપૂર અને તીપેરામાં હજી વસે છે. **કોલોરીયન** ઇશાન ખૂણામાંથી આવ્યા હતા અને બંગાળ અને છોટા નાગપૂરમાં પથરાયા. હાલની કોલ્સ અને સંતાલ નામની પ્રજા કોલેરીયન જાતની છે. **દ્રાવિડીયનો** વાયવ્યમાંથી આવ્યા હતા અને પંજાબ અને મધ્ય હિંદમાં પથરાયા. પછી તેઓ ધીમે ધીમે વધી દખ્ખણ તરફ પથરાયા. તામિલ અને તેલુગુ આ જાતના છે.

સીંધુ નદીનાં કિનારા આગળ આર્યો વસ્યા અને તેઓ ત્યાંની જંગલી દસ્યૂ પ્રજા સાથે લઢી આગળ વધ્યા અને ત્યાં તેઓએ પોતાની સંસ્કૃતિ ઝમાવી. અહીંઆ તેઓએ જે સ્તોત્રો રચ્યાં તે **રૂગ્વેદ** નામે ઓળખાય છે. રૂગ્વેદમાં ૧૦૨૮ મંત્રો છે. અને વૈદીકકાળની કેળવણી, કળા, હુન્નર અને રિતરિવાજનો ચિતાર આપે છે.

આ પ્રજાઓમાં પણ જાતજાતમાં વિગ્રહો થતા. સરસ્વતીને કિનારે વસતી પ્રજા **તૃષ્ટુની** સ્હામે દશ ટોળીઓ એકઠી થઇ હતી અને **ભરત** તેના નાયક હતા. **વિશ્વામિત્ર** તેમનાં કુલગુરૂ હતા. તૃષ્ટુના કુલગુરૂ **વશિષ્ઠ** હતા. સતલજ ઓળંગી ભરતની ટોળીએ તૃષ્ટુ ટોળી ઉપર હુમલાઓ કર્યાં. વસિષ્ઠની ફતેહ થઇ અને તેણે તેની જીત ઇંદ્રિ ભગવાન અને વરૂણની આરાધનામાં ઋગ્વેદમાં વર્ણવેલી છે.

આ વૈદીક પ્રાચીન કાળનો મૂખ્ય ધંધો ખેતીવાડી હતો. ભૂમીદેવની આરાધના વખતો વખત કરવામાં આવતી. પંજાબની ફળદ્રુપ ખીણોમાં પુષ્કળ ધાન્ય પાકતું. આ પ્રજા વિધવિધ કારીગરી અને ધંધામાં નિષ્ણાત હતી. રથ બાંધી જાણતા, બખ્તર, કૃપાણ, પાણી, અસી વિગેરે શસ્ત્રો બનાવતા અને માળા અને મુદ્રિકાઓ પણ બનાવતા. નિષ્ક નામનો સુવર્ણનો સિક્કો ચાલતો. દરેક ગામમાં ગૌચરો રખાતાં અને જળમાર્ગે પણ વેપાર ચાલતો. **पितृदेवो भव । मातृदेवो भव ॥** આચરણમાં ઉતરેલાં હતાં. પિતા એક કુટુંબનો પાલક અને અધિષ્ઠાતા ગણાતો. રાજાઓ યજ્ઞયાગાદિઓ કૂળગુરૂ પાસે કરાવતા. સ્ત્રીઓને ઉચ્ચ સ્થાન હતું અને **न स्त्री स्वातंत्र्यमर्हति ।** મનાતું ન હતું. ધર્મકાર્ય અર્થે લગ્નગ્રંથી જોડાતી અને પુત્ર ઉત્પન્ન કરી પિતા ઋણમુકત થતો. પુત્રીઓનાં કન્યાદાનો દેવાતાં. દ્યૌ, પૃથ્વી, વરૂણ, મિત્ર, ઇંદ્ર, સૂર્ય, સાવિત્રી, આદિત્ય, વિષ્ણુ અને પુષન્, અગ્નિ, સોમ, બ્રહ્મા વાયુ, મારૂત્ રૂદ્ર, યમ, અશ્વિનૌ, ઉષા વિગેરે દેવો સ્તવવામાં આવતાં અને ઉપાસ્ય દેવતા હતા. **एकमेवाद्वितीयम् ।** એક પરમાત્માની ભાવના હતી. જૂઓ **कस्य देवाय हविषा विधेमे ।**

(૨)

## મહાભારત અને રામાયણનો કાળ

ઈ. સ પૂર્વે ૧૪૦૦ થી ૮૦૦ ઇ. સ. પૂર્વે

આર્યો ધીમે ધીમે જમના અને ગંગા નદી તરફ વધવા માંડયા. ઉત્તર હિંદુસ્તાન અને બિહારમાં તેઓ પથરાયા અને નવા રાજ્યો સ્થપાયાં. ગામો, ખેતીવાડી, વણાટ અને કાંતવાનું, અને ઓજારો બનાવવાનું કામ કરવા લાગ્યાં. અને એક ધર્મ અને ગોત્ર તળે જૂદી જૂદી જાતો બંધાવા લાગી. મહાભારત અને રામાયણનો કાળ તે પ્રાચીન ભારતનો સંક્રાંત કાળ ( Epic Age )

છે. આ વખતે પાંચ મોટાં રાજ્યો હતાં. (૧) કુરૂ અથવા ભરત (૨) પાંચાલ (૩) કોશલ (૪) વિદેહ અને (૫) કાશી.

મહાભારતની કથા કયા હિંદુને જાણીતી નથી ? આ કથા આપણાં જન્મથીજ ગળથુથુમાં ઉતારવામાં આવે છે. યુધિષ્ઠિર, અર્જુન અને શ્રી કૃષ્ણ અને ભીષ્મનો ઉપદેશ આપણાં બાલ્ય કાળમાંજ રેડાય છે. **અર્જુનનું** તે મત્સ્યવેધન કોને આકર્ષતું નથી? **પાંડવોનાં** બાર વર્ષનાં વનવાસ કોને ગ્લાનિયુક્ત નથી બનાવતાં ? **પાંચાલિના** તપ અને દુઃખો કોને ઘડીભર દુઃખમાં નથી નાંખતા ? કૌરવ પાંડવ વચ્ચેનુ યુદ્ધ દારૂણ યુદ્ધ છે: સત્ય–અસત્ય, ધર્મ–અધર્મનો સંગ્રામ છે. **છેવટે સત્યનો જય થાય** છે. પાંડવો જીતે છે. ધૃતરાષ્ટ્ર આદિ હાર પામે છે. શ્રી કૃષ્ણ મહાભારતનાં સારથી રૂપે પ્રણેતા છે. અર્જુનને કુરૂક્ષેત્રમાં કરેલો *ઉપદેશ હજીપે ભગવદ્ગીતારૂપે આર્યોમાં ચીરંજીવ અમૃત વર્ષાવી રહ્યો છે; અને આર્ય પ્રજાને અભય વચન છે કે 'જ્યારે અધર્મની ચઢતી અને ધર્મની પડતી થશે ત્યારે તે મહાન્ આત્મા અવતરશે અને સાધુઓનું રક્ષણ કરશે.'

અને રામાયણની કથા એનો ધર્મનીતિની કથા છે. રામ જેવો રાજા, સિતા જેવી આદર્શ આર્યા, લક્ષ્મણ જેવો આજ્ઞાપાલક બંધુ કોને આકર્ષતાં નથી ? રાવણના ગર્વનું ખંડન, રામ રાવણનું યુદ્ધ, સીતા દુઃખ વિમોચન કોને તાજૂબ નથી બનાવતાં ?

આ સમયે ચાર મુખ્ય વર્ણાશ્રમો બંધાયાઃ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર અને ચારવેદો રચાયાં. વેદો ઉપરથી બ્રાહ્મણો, આરણ્યક અને ઉપનિષદો રચાયાં. આ સર્વ સાહિત્ય શ્રુતિ રૂપે ઓળખાય છે. વળી જ્યોતિષ્, છંદસ્, વ્યાકરણ, મિમાંસા અને ન્યાય અને નિરૂક્ત અન્ય શિક્ષણ વિષયો બન્યાં.

* જૂઓ વીર અને વીર પૂજા (છેલ્લું પ્રકરણ)

(૩)

# તર્ક અને સ્મૃતિનો જમાનો

ઇ. સ. પૂર્વે ૮૦૦–૩૨૦ ઇ. સ. પૂર્વે

ધીમે ધીમે આર્ય પ્રજા આગળ પથરાઈ. દખ્ખણમાં નવી સંસ્થાઓ ઉઘડવા લાગી અને અલેકઝાંડરની સ્વારી પૂર્વે હિમાલયથી કેપ કોમોરીન સુધી આર્ય વસ્તી પથરાઇ ગઇ. આ અરસામાં દશ મોટાં રાજ્યો સ્થપાયાં. (૧) મગધ (૨) અંગ (૩) વંગ (૪) કલિંગ (૫) અવંતી (૬) સૌરાષ્ટ્ર (૭) આંધ્ર (૮) ચોલા (૯) ચેરા (૧૦) પાંડય.

ઈ. સ. પૂર્વે ૩૨૬માં મેસીડોનીઆનો રાજા મહાન **અલેકઝાંડર** આર્યાવર્ત્ત ઉપર ચઢી આવ્યો અને તેણે પંજાબના રાજા **પોરસને** હરાવ્યો; અલેકઝાંડર પોરસનાં પરાક્રમથી ખૂશ થઈ ગયો અને તેને સ્વતંત્રતા પાછી આપી અને બલુચીસ્તાનથી બાબીલોન પાછો ફર્યો.

મગધ દેશનાં **ચંદ્રગુપ્તે** અલેકઝાંડરનાં મુકેલા સરદારો પાસેથી થોડાંક શહેરો જીતી લીધા. અલેકઝાંડર પછી **સેલ્યુકસ** જીત માટે આવ્યો; પરંતુ તેની ઉમેદ બર આવી નહીં. તેને સુલેહ કરવી પડી અને સિંધુ નદીનો પૂર્વનો ભાગ બધો તેને ચંદ્રગુપ્તને સોંપી દેવો પડયો. **સેલ્યુકસે** પોતાની એક કુંવરી ચંદ્રગુપ્તને પરણાવી. અને ચંદ્રગુપ્તે ૫૦૦ હાથીઓની ભેટ કરી. સેલ્યુકસનો એલચી **મેઘેસ્થાનીસ** ચંદ્રગુપ્તનાં દરબારમાં ઘણાં વર્ષ રહ્યો હતો અને તેણે લખેલી કેટલીક હકીકતો પ્રાચીન ઇતિહાસની ઝાંખી કરાવે છે.

આ જમાનામાં કાયદા અને ન્યાય રચાયાં. શ્રોતસૂત્ર, ગૃહ્યસૂત્ર અને ધર્મસૂત્રો રચાયાં. આ ત્રણે '**સ્મૃતિ**' તરીકે ઓળખાય છે.

હવે વેદ ઉપરથી વેદાંગો થયા. તત્ત્વજ્ઞાનની પણ ૭ શાખા બની: (૧) સાંખ્ય (૨) યોગ (૩) ન્યાય (૪) વૈશેષિક (૫) **મિમાંસા** અને (૬) વેદાંત. વળી મનુસ્મૃતિ, પરાશરસ્મૃતિ વિગેરે કાયદાનાં પુસ્તકો પણ રચાયાં.

ઇ. સ. પૂર્વે ૫૫૭ માં નેપાળની સરહદ ઉપર કપિલવસ્તુમાં **ગૌતમનો** જન્મ થયો. **શાક્યમુનીનું** આ એકજ સંતાન **હતું.** તેણે રાજકન્યા જોડે લગ્ન કીધાં હતાં; પરંતુ તેણે ગૃહસ્થાશ્રમનો વૈરાગ્યને લઇને ત્યાગ કર્યો અને સત્ય જ્ઞાન અર્થે તપશ્ચર્યા **આદરી.** મગધ દેશની રાજધાની **રાજગૃહમાં** તે પ્રથમ આવ્યો અને **આર્ય** તત્ત્વજ્ઞાનનું ચિંતન કર્યું; પરંતુ વિદ્યા અને તપથી પણ તેની આંતરિક ઉપાધિ ટળી નહીં.

**બુદ્ધગયા** આગળ અશોક વૃક્ષ તળે તેને સત્ય જ્ઞાન થયું. આ ઝાડ બોધીસત્વ વૃક્ષ નામે ઓળખાય છે. આ વખતે તેને સત્ય જ્ઞાન જડયું. **તપ કે યજ્ઞમાં** સિદ્ધિ નથી, પરંતુ **પવિત્રતા, સત્ય, દયા, અહિંસા, ક્ષમા અને વિશ્વપ્રેમ** એજ ખરૂં સત્ય છે.

પીસતાળીસ વર્ષે ગૌતમે બુદ્ધ નામે પોકાર કર્યો અને સત્ય **ધર્મ** પાઠવ્યો અને ભિક્ષુઓને નિર્વાણ માર્ગ સહમજાવ્યો. **બુદ્ધે** બૌદ્ધ ધર્મ સ્થાપ્યો. અને ઇ. સ. પૂર્વે ૪૭૭ માં તેનો દેહાંત થયો. **બૌદ્ધ** સાહિત્ય **ત્રિપિટકમાં** છે. કર્મ કરતાં કરતાં મુક્તિ મળે છે. **ધમ્મપાદ** બૌદ્ધનો ધર્મ ગ્રંથ છે.

આ અરસામાં **મહાવીરવર્ધમાને** જૈન ધર્મ સ્થાપ્યો. મહાવીરે બાર વર્ષનાં તપથી નિર્વાણ મેળવ્યું. તેથી જૈન ધર્મમાં દેહનાં સંકટ-

તપ નિર્વાણ મેળવવાનાં ઉત્તમ ઉપાય મનાય છે; જ્યારે બૌદ્ધ ધર્મમાં **સત્યજ્ઞાન** અને **અહિંસા** નિર્વાણનાં સાધનો છે. જૈનો ૨૪ તીર્થંકરોને માને છે અને **મહાવીર** તેનો ૨૪ મો તીર્થંકર છે. **શ્વેતાંબર** અને **દીગંબર** નામની બે મુખ્ય શાખાઓ છે. જૈનો હાલની એક જાણીતી આગળ પડતી ધંધાધારીવાળી જ્ઞાતિ છે.

(૪)

## બુદ્ધ યુગ

ઇ. સ. પૂર્વે ૩૨૦ થી ઇ. સ. ૫૦૦

ઈ. સ. પૂર્વે ૩૨૦ માં મગધની ગાદી ઉપર **ચંદ્રગુપ્ત** ગાદીનશીન થયો અને હિંદનાં ઇતિહાસમાં નવોયુગ બેઠો. એની માતાનું નામ **મુરા** કરીને હતું અને તેથી એનો વંશ **મૌર્ય** નામે ઓળખાય છે. મહાન્ અલેકઝાંડર જ્યારે હિંદમાં આવ્યો ત્યારે **ચંદ્રગુપ્ત** પંજાબમાં હતો અને તેને અલેકઝાંડર સાથે મૈત્રી થઈ હતી. અલેકઝાંડરનાં ગયા પછી ચંદ્રગુપ્તે રાજ્ય ઝમાવ્યું અને પંજાબથી બિહાર સુધી વિસ્તાર વધાર્યો. **ચંદ્રગુપ્ત** ઉત્તરનાં બધાં મુલકો પોતાનાં કબજામાં લાવી શક્યો.

**પાટલીપુત્ર** અથવા **પટણા** મગધની રાજધાની હતું. આ શહેર નવ માઇલ લાંબુ અને બે માઇલ પહોળું હતું અને શહેરની આસપાસ મોટો કોટ અને ખાઇ હતાં. આ રાજાને ૬,૦૦,૦૦૦ પાયદળ, ૩૦,૦૦૦ ઘોડેસ્વાર અને ૯૦૦૦ બીજું લશ્કર હતું. **મેગેસ્થીનીસે** જે સુંદર બ્યાન કર્યું છે તે હજી પણ તે સમયનાં ઇતિહાસ ઉપર પ્રકાશ પાડે છે.

**ચંદ્રગુપ્ત** ઇ. સ. પૂર્વે ૨૯૦ માં મરણ પામ્યો અને તેનાં પછી **બિંદુસાર** અને પછી મહાન **અશોક** થયો. બૌદ્ધ ધર્મ રાજ્યમાં

અંગીકાર કરવામાં આવ્યો. તેણે ધર્મનાં સિદ્ધાંતો કોતરાવ્યા અને કીર્તિસ્તંભો ઉભા કરાવ્યા. ચૌદ મૂખ્ય સિદ્ધાંતો છે. આમાંની ૧૩ મી કલમમાં તેની બંગાળાની જીત વર્ણવેલી છે અને તેણે પાંચ ગ્રીક રાજ્યોમાં એલચીઓ મોકલ્યા હતા તે ગણાવેલાં છે. આ પાંચ રાજાઓ (૧) સીરીયાનો **એનોકસ** (૨) ઇજીપ્તનો **ટોલોમી** (૩) મેસીડોનનો **એન્ટીગોન** (૪) સીરીનનો **માગ** અને (૫) એપીરોસનો અલેકઝાંડર. બૌદ્ધ ધર્મ સીરીયા, ઇજીપ્ત, ગ્રીસ અને મીસીડોનમાં પણ ઉપદેશવામાં આવ્યો. **અશોકે** ધર્મનો એક મોટો દરબાર ભર્યો અને પોતાના પુત્ર **મહેંન્દ્રને** સીલોન સુધી બુદ્ધ ધર્મ પ્રવર્તાવવા મોકલ્યો.

**અશોકના કીર્તિસ્તંભો**

**અશોકે** જે કલમો કોરાવી હતી તેનો સાર નીચે મુજબ છેઃ (૧) ધર્મગુરુઓએ ખંતથી અને પવિત્રતાથી કાર્ય કરવું. (૨) દયા, દાન, સત્ય અને પવિત્રતાની આવશ્યકતા. (૩) આત્મનિર્ણય અને પાપમાંથી કેમ બચવું (૪) દેહાંત દંડની સજા થએલા કેદીઓ માટે કાનૂનો (૫) અહિંસા (૬) સર્વ પ્રજા માટે શુભ લાગણીઅને છૂટકારાની આશા (૭) ધર્મના કાનૂનોનું પાલન અને ધર્મનીતિ એજ સત્ય પંથ (૮) રાજ્યનાં રૈયત ઉપયોગી કાર્યો અને ધર્મની પ્રગતિ અર્થે શું શું પગલાં લેવાં તે અશોકનો આવો એક કીર્તિસ્તંભ અલ્હાબાદમાં છે અને બીજો એક નંદનગઢમાં છે.

**બુદ્ધના બાંધકામો**

બુદ્ધનાં વિહારો અને દેવળો સુપ્રસિદ્ધ છે અને હિંદનાં પ્રાચીન બાંધકામોની શાખ પૂરે છે. ઘણાખરા ખડકમાંથી કોરી કાઢેલાં હોય છે. આવા ચૈત્યગૃહો ઇ. સ. પૂર્વે ૩૦૦-૪૦૦ વર્ષનાં છે. આવું એક સુંદર ચૈત્યગૃહ **કાર્લાની** ગુફામાં ઇ. સ. પૂર્વે પહેલા સૈકાનું

છે. સુપ્રસિદ્ધ વિહારગૃહ **ઉદયગિરીનું** અને ઓરીસામાં **ખાંડગિ-રીનું** છે. વળી નાશીકમાં પણ વિહારગૃહો છે. અજંટાની ગુફાઓ તેમજ બુદ્ધનાં સ્તુપો પણ પ્રસિદ્ધ છે. બનારસ આગળ **સારનાથમાં** અને સીંધુ અને ઝેલમની વચમાં આવેલા **માણિકયલમાં** આવા સ્તુપો છે. મધ્ય હિંદમાં **સાંચીનાં સ્તુપો** જાણીતાં છે. બુદ્ધ ગયા અને **ભરહુતની** જૂની સ્તુપો છે.

આ યુગમાં ખગોળ સારૂં આગળ વધ્યું. ખગોળ વિદ્યામાં ૧૮ સિદ્ધાંતો સ્વીકારાયા. આમાંના પાંચ મૂખ્ય છે. **પરાશરનાં, ગર્ગનાં, સૂર્યનાં, પુલીસનાં** અને **બ્રહ્માનાં વરાહમિહીરે** આ પાંચ ઉપર ટીકાઓ કરી છે. વળી ભિષક્‌વિદ્યામાં **ચરક** અને શુશ્રુત રચાયાં. વેપાર ઘણો સારો વધ્યો હતો. પશ્ચિમ કિનારા ઉપર બર્યગાઝા-ભરૂકચ્છ (ભરૂચ) વેપારનું મુખ્ય મથક હતું. તાંબુ, કાંસુ, સીસું, કાચ, સોનું, ચાંદી, દૂર દેશોમાં મોકલવામાં આવતાં. કીંમતી જવાહીરો, મસ્લીન, સુતર, સુગંધીઓ, હાથીદાંત, તેજાનાઓ, પીપર, રેશમ અહીંનાજ બજારો-માંથી દૂર દેશોમાં જતાં. વેપારવણજમાં ગુજરાત અને દખ્ખણ સમૃદ્ધ થયાં હતાં. **ભરૂચ** અને **કોમોરીન** મુખ્ય બંદરો હતા. મછ-લીપટ્ટણનું ઝીણું વણાટકામ, ઢાકાની મલમલ જેવું થતું. રોમન લેખક **પ્લીની** હાથીદાંત અને ગળીનાં ખૂબ વખાણ કરે છે. હિંદનાં કીંમતી મોતી અને ઝવાહીરો દુનીઆની નજર ઠારતાં.

**ટોલેમી** નામનો મહાન ખગોળવેત્તા હિંદના ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પાડે છે. સૌરાષ્ટ્ર, ભરૂચ, કોમોરીન અને મનારના અખાત ઉપર તેનાં વર્ણનો છે. મનાર મોતીની બઝાર છે. મછલીપટ્ટણ અને ગંગાનાં મૂખ આગળનાં ભાગો સુતરનાં ઝીણાં વણાટકામ માટે સુપ્રસિદ્ધ હતાં. સીલોન અને જાવા વહાણો જતાં આવતાં અને હિંદુ ધર્મનાં ઉપદેશો તે દેશમાં થતા.

ઉપરનાં વર્ણન ઉપરથી જણાશે કે પ્રાચીન ગુજરાત વેપાર વણજ અને કલામાં સમૃધ્ધ હતું અને **ગુજરાતી પ્રજા** એક આગળ પડતી પ્રજા હતી.

(૫)

## પૌરાણિક કાળ

ઈ. સ. ૫૦૦ થી ૮૦૦

આ વખતે હિંદના પશ્ચિમ કિનારા ઉપર બહારથી હૂમલાઓ થતા હતા. આ હૂમલાઓ મહાન **વિક્રમાદીત્યે** પાછા હઠાવી કાઢયા. હૂન લોકોનો સરદાર **મિહીરકૂલ** નાયક હતો. તેને યશોધરરાજા, **વિક્રમાદિત્ય** અને મગધનાં **બાલાદિત્યે** સાથે મળી હરાવી મારી કાઢયો (ઈ. સ. ૫૨૮). આ પ્રમાણે **વિક્રમાદિત્યનું** નામ મહાન **અશોક** અને મુસલમાનનાં **હરૂન-અલ-રશીદની** માફક આખા ભારત વર્ષમાં જાણીતું થયું. વિક્રમાદિત્યનાં નામ સાથે સાહિત્ય-ચાતુર્ય વિગેરેની અનેક વાર્તાઓ ગૂંથાયલી છે.

વિક્રમાદિત્યની રાજધાની **ઉજ્જૈયન** હતી. ઉજ્જૈયન વિદ્યાકલાનું ધામ બન્યું. નવ રત્નો વિક્રમનાં દરબારમાં હતા અને વિક્રમની જીત ઉપરથી લોકો હજી પણ વિક્રમ સંવત ગણે છે. આ નવ રત્નોમાંનો એક **કવિ કાલિદાસ** છે. આ પ્રથમ પંક્તિનાં કવિનાં મૂખ્ય કાવ્યો: **રઘુવંશ** અને કુમારસંભવ, ઋતુસંહાર, મેઘદૂત અને નાટકોમાં **શાકુંતલ** અને વિક્રમોર્વશીય સુપ્રસિદ્ધ છે. [illegible]નાં સમાનયુગમાં **ભારવી** કવિ પણ ઉદ્ભવ્યા હતા. જેનું કિરાતાર્જુનીય સુપ્રસિધ્ધ છે. ઈ. સ. ૪૭૬ માં પાટલીપુત્રમાં જ્યોતિર્વિદ આર્યભટ્ટ જન્મ્યા હતા. બીજો જ્યોતિર્વિદ વરાહમિહિર છે. ઈ. સ. ૫૦૫ માં વરાહમિ-હીરનો જન્મ થયો હતો. અને વિક્રમનાં નવ રત્નોમાંનું બીજું રત્ન

**વરાહમિહીર** હતા. એમણે **બૃહદ્સંહિતા** રચી. **બ્રહ્મગુપ્ત** ઈ. સ. ૬૨૮ માં ત્રીજા જ્યોતિર્વિદ્ જન્મ્યા. એ સિવાય **અમર–ધન્વંતરી** અને **વરરૂચી** બીજાં રત્નો હતાં.

વિક્રમાદિત્યનાં મરણ પછી થાણેશ્વરનો **પ્રભાકરવર્ધન** સત્તા ઉપર આવ્યો અને તેના પછી **રાજ્યવર્ધન** થયા. અને તેનાં પછી તેનો ભાઈ **હર્ષવર્ધન** ગાદીએ આવ્યો. (ઈ. સ. ૬૦૬). ઉતરમાં **હર્ષવર્ધન** અને દક્ષિણમાં ચાલૂકય રાજાઓ મુખ્ય સત્તાધીશો હતા.

હર્ષવર્ધનના રાજ્ય વહીવટ દરમ્યાન પંચતંત્રના તરજૂમા થયા. **દણ્ડીકવિએ દશકુમારચરિત્ર** અને **બાણકવિએ કાદંબરી** લખી અને **સુબંધુએ વાસવદત્તા** લખ્યું. તથા **સોમદેવે કથાસરિત સાગર** રચ્યો. **હર્ષ** રાજાએ જાતે **રત્નાવલી** અને **નાગાનંદ** નાટકો રચ્યાં હતાં. વળી **શુદ્રક** કવિએ મૃચ્છકટિક બનાવ્યું. અને માઘ કવિએ **શિશુપાલવધ** અનુપમ કાવ્ય લખ્યું. **ભર્તૃહરિએ** ભટ્ટી કાવ્ય રચ્યું. તેનાં નીતિ, શૃંગાર અને વૈરાગ્ય શતકો હજી પણ તેટલાંજ આકર્ષક છે.

આઠમી સદીમાં **યશોવર્મા** મહા બળવાન રાજા થયો. કાશ્મીરના રાજા **લલિતાદીત્યે** તેને હરાવ્યો અને જીતમાં **ભવભૂતિ** કવિને તે કાશ્મીર લઈ ગયો.

વિદર્ભ દેશમાં ભવભૂતિ જન્મ્યા હતા અને કનોજનાં દરબારમાં કવિ હતા. તેનાં **માલતીમાધવ** અને **ઉત્તરરામચરિત** સંસ્કૃત સાહિત્યમાં ઉત્તમ નાટકો છે. આઠમી સદીના અંતમાં શ્રી શંકરાચાર્યનો જન્મ થયો. તેણે **एकमेवाद्वितीयम् । ब्रह्म सत्यम् जगन्मिथ्या । जीवो ब्रह्मैव नापर. ॥** ના સિદ્ધાંત–શુદ્ધ અદ્વૈતવાદ પ્રવર્તાવ્યો અને હિમાલયથી કન્યાકુમારી પર્યંત પર્યટણ કરી બુદ્ધ, શાક્ત અને યવન

મતોનાં ખંડન કર્યાં. વળી આ અરસામાં ઉદયભારતી—કે-ઉભયભારતી નામે વિદુષી સ્ત્રીએ ( મંડનમિશ્રની ધર્મપત્નિએ ) શ્રી શંકરાચાર્યને વાક્ચાતુર્યમાં મહાત કર્યા હતા.

અગીઆરમી સદીમાં કવિ **બિલ્હણ** થયો. મહારાજાધિરાજ **કર્ણ**-દેવના દરબારમાં આ કવિ હતા અને તેને માટે એણે **કર્ણસુંદરી** નામની નાટિકા રચી હતી. પરંતુ આ કવિ ગુજરાતમાં ન ફાવવાથી કલ્યાણ અને ત્યાંથી પાંચાલ જઈ રહ્યા. અને મહારાજા **વૈરીસિંહનાં** દરબારમાં રહ્યા. મહારાજાની કુંવરી **શશિકળા** સાથે આ કવિને પ્રેમ બંધાયો અને કવિને આ પ્રેમમાં સફળતા મેળવવા પહેલાં ઘણું ખમવું પડયું. એમનું પ્રખ્યાત પુસ્તક **ચૌર પંચાશિકા** છે.

સંસ્કૃત સાહિત્યનો આ મધ્યાહ્ન કાળ હતો. ઇ. સ. ૧૧૦૦ માં **ભાષ્કરાચાર્ય** નામે છેલ્લો જ્યોતિર્વિદ્ થયો. તેણે **લીલાવતી પાટી ગણિત** રચ્યું. વળી **કૌટિલ્ય** અર્થશાસ્ત્ર, **કામન્દકી નીતિસાર** અને **શુક્રનીતિ** જેવા રાજઉપયોગી ગ્રંથો પણ આ અરસામાં રચાયા. આર્યાવર્ત્તનાં સંસ્કૃત સાહિત્યમાં છેલ્લા છેલ્લા કવિઓ પંડિત **જગન્નાથ** અને **જયદેવ** થયા. પંડિત જગન્નાથે અલંકાર ગ્રંથ **રસ-ગંગાધર** રચ્યો અને જયદેવ કવિએ **ગીત ગોવિંદ, ગંગાલહરી** વિગેરે બનાવ્યા. આ પ્રમાણે આ સમયમાં આર્યાવર્ત્તનું **પ્રાચીન** સાહિત્ય સમૃદ્ધ થયું. આર્યાવર્ત્ત અને તેનાં વક્ષઃસ્થળે રહેલો **ગુજરાત** પંડિતોનું આશ્રમસ્થાન બન્યો અને પંકાયો.

# પ્રકરણ ૪ થું.

## ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ.

(૧)



### યાદવ રાજ્ય.

પૌરાણિક મતનાં આધારે મનુનો પૌત્ર **આનર્ત** હતો અને **આનર્તને** **રેવત** નામે પુત્ર થયો. તેનું પાટનગર **કુશસ્થલી (દ્વારિકા)** હતું. રેવતને સો પુત્ર થયા અને રેવતી નામે પુત્રી હતી અને તે કૃષ્ણનાં મોટા ભાઈ બળદેવ કે બળભદ્ર સાથે પરણી હતી. દ્વારિકામાં પ્રથમ યાદવોનું રાજ્ય હતું અને આ યાદવ કુળમાં કૃષ્ણ અને **બળદેવ** જન્મ્યા હતા. યાદવોનો સરદાર **ઉગ્રસેન** નામે હતો. **કૃષ્ણ** અને **બળભદ્ર** દ્વારિકામાં વસતા હતા અને તેઓ મોટી પદવીએ હતા. કૃષ્ણ અર્જુનનાં પરમમિત્ર થાય. વિશ્વવંદ્ય ભગવદ્ગીતાનો ઉપદેશ પણ શ્રી કૃષ્ણે અર્જુનને તૈયાર કરવા કુરૂક્ષેત્રનાં મેદાનમાં કરેલો. કૃષ્ણની બહેન સુભદ્રાનું હરણ અર્જુને કર્યું હતું. યુધિષ્ઠરનાં રાજસૂય યજ્ઞ વખતે શ્રી કૃષ્ણને પ્રથમ અર્ઘ્ય અપાયું હતું અને એક મહાન વ્યક્તિ ગણાઇ હતી. [illegible] આ વખતે દ્વારિકા ઉપર ચઢી આવ્યો, પરંતુ શ્રી કૃષ્ણે તેને રાજસૂય યજ્ઞમાંથી પાછા ફરી હરાવ્યો અને માર્યો.

---

જૂઓ શ્રી કૃષ્ણ-અર્જુન ગીતોપદેશ.

યાદવોનો વિનાશ કુટુંબ કલેશથી થયો. તેઓ પ્રભાસપાટણની જાત્રાએ ગયા અને ત્યાં કેફની ધુનમાં ઠઠ્ઠા મશ્કરી કરતાં ખૂબ વઢી પડયાં. તેઓએ એક ઋષિની મશ્કરી કરી પૂછ્યું કે 'આ સ્ત્રી ( જે એક યાદવે સ્ત્રીનું રૂપ લીધું હતું ) છે તેને શું અવતરશે !' ઋષિ આ મશ્કરીનો ભાવાર્થ સ્હમજી ગયા અને ઉચ્ચર્યા કે 'એને (મુશળ) સાંબેલું જન્મશે અને તે આખા યાદવ કુળનો વિનાશ કરશે.' આ ભવિષ્યવાણી ફળી અને યાદવો માંહોમાંહે વઢી કપાઈ મૂઆ. **શ્રી કૃષ્ણ** એક પીપળાના વૃક્ષ નીચે સૂતા હતા ત્યાં તેને પારધીએ બાણ માર્યું અને આમ તેમનો '**દેહોત્સર્ગ**' થયો. બળભદ્ર જંગલમાં મરણ પામ્યા. બાકી રહેલા યાદવો હસ્તીનાપુર જવા નીકળ્યા અને કેટલાંક વાટમાં મૂઆ. યાદવોનો વિનાશનો વિગ્રહ તે **જાદવાસ્થળી** કહેવાય છે. અસલનું દ્વારકા હાલમાં સમુદ્રમાં ગરક થઈ ગયલું છે. જાદવાસ્થળી ઇ. સ. પૂર્વે ૧૩૦૦-૧૪૦૦ માં થઈ એમ મનાય છે.

ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ આમ છેક મહાભારતનાં સમયથી દોરી શકાય. ધોળકા તે પ્રાચીન કાળનું વિરાટનગર અને રેવાકાંઠાનો મુલક તે હેડંબાવન. કૃષ્ણનાં જ્યેષ્ઠભાઇ બલરામનો સસરો રાજા **રૈવત** પ્રથમ દ્વારિકામાં અને પછીથી ગિરનારના મુલકમાં રાજ્ય કરતો હતો. વિદર્ભદેશનાં કુંદનપુરનાં **ભીષ્મક** રાજાની કુંવરી રૂકમણી સાથે માધવપુરમાં શ્રી કૃષ્ણે લગ્ન કર્યું હતું. શ્રી કૃષ્ણનો દેહોત્સર્ગ સોમનાથમાં થયો હતો અને યાદવો ઉપર કહ્યા પ્રમાણે માંહોમાંહે વ્યસની બની લઢી કપાઈ મૂઆ એ એક પ્રાચીન જગજૂની કથા છે.

## મોર્ય અને ગ્રીક રાજાઓ

(ઈ. સ. પૂર્વે ૩૨૦ થી ઇ. સ. ૫૦૦)

ઈ. સ. પૂર્વે ૩૧૯ માં મોર્ય વંશની સ્થાપના થઇ તે પૂર્વે યાદવ રાજ્ય પછીની *કથા ઉપર હજી પ્રકાશ પડયો નથી. મૌર્યવંશના રાજાઓ મગધમાં પાટલીપુત્રમાં રાજ્ય કરતા હતા. તેઓને ગ્રીસ મીસરનાં રાજાઓ સાથે મિત્રાચારી હતી; બુધ્ધ ધર્મનાં ફેલાવા અર્થે તેઓ સાધુઓ મોકલતા.

જૂનાગઢનાં પડોશમાં ગિરનારના ડુંગરમાં **રૂદ્રદામા** રાજાનો કોતરાવેલો લેખ છે, તેમાં લખ્યું છે કે **સુદર્શન** તળાવ ચંદ્રગુપ્ત તરફથી નીમાયલા **પુષ્પગુપ્તે** બંધાવ્યું હતું. ચંદ્રગુપ્ત પછી **બિંદુસાર** અને પછી **અશોક** થયા. અશોકને **તુશસ્પ** નામે યવન અમલદાર હતો. તેણે સુદર્શન તળાવ આગળ નહેરો બંધાવી હતી. માળવા–ગુજરાત યાને કોકણ ઉપર અશોકનો અમલ હતો. પૂર્વમાં ઓરિયામાં, કટકમાં ધવલી ગામમાં, ઉતરમાં કાબુલ પાસે કપૂર્દિગીરી ઉપર, પશ્ચિમમાં ગિરનાર અને સોપારા આગળ અને દક્ષિણમાં મ્હૈસુર, આગળ અશોકનાં સ્તંભો છે. અશોક પછી કુણાલનો છોકરો સંપ્રતિ થયો. તેણે અનેક વિહારો બંધાવ્યા. **સંપ્રતિનું** રાજ્ય ઇ. સ. ૧૯૭ માં પુરૂં થયું. ત્યાર પછી ગુજરાતમાં ગ્રીક અને બાકટ્રીયનોનો અમલ થોડોક વખત રહ્યો હશે એમ અનુમાન થાય છે. ગ્રીક સરદાર મેનન્ડર સિંધ કચ્છ અને કાઠિયાવાડ સુધી આવ્યો હતો. ગુજરાતમાં ઈ. સ. પૂર્વે ૧૮૦ થી ૧૦૦ સુધીનો અમલ બાકટ્રીયન અને ગ્રીકોના રહ્યા એમ અનુમાન થાય છે. મેનન્ડર પછી એપોલોડોટ્સ રાજા થયો અને તેના સિક્કા ક્ષત્રપ રાજા

* માગધો શેશુંગ વંશ (ઇ. સ. પૂર્વે ૬૫૦ થી ૪૭૦ ઈ. સ. પૂર્વે) થયો. પછી નંદ વંશ ઈ. સ. પૂર્વે ૩૨૦ સુધી ચાલ્યો

નહપાનના સિક્કા પડાવા માંડયા ત્યાં સુધી ભરૂચમાં ચાલતા હતા. ઈ. સ. ૧૦૦ ના અરસામાં ગુજરાતમાં ક્ષત્રપ રાજ્ય મોટો અમલ રહ્યો.

## મૌર્ય વંશ
### ઇ. સ. પૂર્વે ૩૨૬

મહાન અલેકઝાંડરની હિંદ ઉપર ચઢાઇ બાદ તેનાં જીતાયલાં મૂલકોમાં બળવા જાગ્યા અને આ તકનો લાભ લઇ **ચાણક્ય** નામના બ્રાહ્મણની મદદથી **ચંદ્રગુપ્તે** પાટલીપુત્રમાં રાજ્યની સ્થાપના કરી. તે મગધ દેશના નંદનો પુત્ર હતો અને તેની મા રાજાના મયૂરો સંભાળનારની છોકરી હતી ( મૌર્ય પોશક ) અને તેથી તેનો વંશ **મૌર્ય** વંશ નામે ઓળખાય છે.

પ્રથમ ચંદ્રગુપ્તને પાટલીપુત્રમાંથી રાજ સ્હામે બળવાનાં આક્ષેપથી ન્હાસી જવું પડયું હતું અને તે તક્ષશીલામાં જઇ રહ્યો હતો. પરંતુ રાજા **પોરસનું** આ અરસામાં અલેકઝાંડરનાં મૂકેલા માણસોથી ખૂન થયું અને તેથી રૈયત ઉશકેરાઈ ગઇ આ તકનો લાભ લઇ ચંદ્રગુપ્તે મગધ ઉપર ચઢાઇ કરી. ચાણાકયની મદદથી અલેકઝાંડરનાં સઘળા માણસોને હાંકી કાઢવામા આવ્યા અને મગધની ગાદી ચંદ્રગુપ્તને મળી. આ પ્રમાણે ઈ. સ. પૂર્વે ૩૨૧ માં નંદ વંશનો અંત આવ્યો અને મૌર્યવંશની શરૂઆત થઇ અને થોડા સમયમાં તેની આણ સર્વત્ર વર્તાવા લાગી. ઇ. સ. પૂર્વે ૩૦૫ માં **સેલ્યુકસે** સીંધુ ઓળંગી હિંદ ઉપર સ્વારી કરી; પરંતુ ચંદ્રગુપ્તે તેને સખત હાર ખવડાવી અને કાબુલ અને હેરાત સુધીનો મૂલક ચંદ્રગુપ્તનાં ઝનાનામાં ભેટ કરેલી કુંવરીનાં પલ્લામાં આપી દેવો પડયો હતો.

ચંદ્રગુપ્તના દરબારમાં સેલ્યુકસે મેઘેસ્થનીસને એલચી તરીકે મોકલ્યો અને તેણે કરેલી તારીફ હજી પણ ઇતિહાસમાં નવાં કીરણો પ્રગટાવે છે. કૌટીલ્ય અર્થશાસ્ત્રના પ્રણેતા ચાણાકયનાં તેમાં ઘણાં વખાણ છે. ચંદ્રગુપ્તની રાજનીતિ સખત હતી; પરંતુ તે ઇરાનનાં ડેરીયસ જેવો ઘાતકી ન હતો. કોઇ પણ પોતાનાં નોકરને પણ ભૂખમરામાં વેચી શકતો નહિ. ચંદ્રગુપ્તનું લક્ષ્ય આર્યાવર્ત્તનું રાજ્ય મજબૂત કરવાનું હતું. અર્થશાસ્ત્રમાં આ કાનૂનો આપેલા છે. ગ્રામ્યવ્યવસ્થા આ પ્રમાણે હતી; દસ ગામો વચ્ચે એક મધ્ય ગામ ગણાતું. ત્યાં મજબૂત કીલ્લો અને સાર્વજનિક બજાર રહેતાં. ૨૦૦ ગામના જીલ્લાના મૂખ્ય શહેરમાં કીલ્લો બાંધવામાં આવતો તે 'ખર્વાતીક' નામે ઓળખાતો. ૪૦૦ ગામનાં મોટા જીલ્લાનું શહેર 'દ્રોણમૂખ' નામે ઓળખાતું અને ૮૦૦ ગામનું મધ્યગામ મજબૂત કીલ્લાથી રક્ષાયલું હતું અને તે 'સ્થાનીય' નામે ઓળખાતું.

રસ્તાઓ પણ સારા બાંધવામાં આવતા. રાજમાર્ગ અને મહાકાલ એ મુખ્ય રસ્તાઓ ગણાતા. ચંદ્રગુપ્તનાં રાજ્યનો રાજપંથ (રાજમાર્ગ) પાટલીપુત્રમાં થઈ જમણા હાથથી વાવ્ય પ્રાંતો તરફ જતો. આ માર્ગ ઉપર ઝાડ ઉછેરવામાં આવતા અને મુસાફરખાના વિગેરેની પણ સારી સગવડ હતી. મેઘસ્થનીસનાં વર્ણન પ્રમાણે ૧½ માઇલને અંતરે નિશાનો રાખવામાં આવતાં. જેઓ રસ્તામાં રોકાણ કરતા અગર રસ્તા બગાડતા તેને દંડ કરવામાં આવતા. રાજધાનીમાં જૂદા જૂદા પ્રકારના રસ્તા બનાવવામાં આવતા. નહેરોની પણ વ્યવસ્થા હતી. ચંદ્રગુપ્તના એક વહીવટદાર પુષ્પગુપ્તનું નામ હજી પણ જાણીતું છે; કારણ કે તેણે ગિરનાર આગળ સુદર્શન તળાવ બાંધ્યું હતું. સોણ અને ગંગા નદીના સંગમ આગળ પાટલીપુત્રની રચના બહૂ સુંદર કરવામાં આવી

હતી. ચંદ્રગુપ્તે ૨૪ વર્ષ રાજ્ય કર્યું અને ઇ. સ. પૂર્વે ૨૯૬માં તેનો સ્વર્ગવાસ થયો.

ત્યારપછી **બિંદુસાર** ગાદીએ બેઠો. તેના વખતમાં ખાસ મહત્ત્વનાં બનાવો બન્યાં નથી.



## મહાન અશોક

ઇ. સ. પૂર્વે ૨૬૮

સમગ્ર ભારત વર્ષનાં ઇતિહાસમાં અશોકનું નામ અદ્યાપિ પર્યંત ઘણુંજ જાણીતું છે. ચંદ્રગુપ્તે રાજ્યની ઉત્ક્રાંતિ સાથે હદ વધારી તો અશોકે સમગ્ર હિંદને બૌધધર્મની ઝૂંસરી નીચે આણવા સતત પ્રયત્ન કર્યો. પશ્ચિમમાં કોન્સ્ટંટાઇને ખ્રિસ્તી ધમ માટે જેવો પ્રયત્ન આદર્યો હતો તેવો ભગીરથ પ્રયત્ન મહાન અશોકે પૂર્વનાં દેશોમાં બૌધ્ધ ધર્મના ફેલાવા અર્થે કર્યો પાટલીપુત્ર સ્થાપનાર મગધના રાજા અજાતશત્રુએ બૌધ્ધધર્મને આવકાર આપ્યો હતો અને 'સ્તુપ' (મહાત્માઓનું પવિત્ર સ્મારક) બંધાવ્યો હતો. આ વખતે **તક્ષશીલા** શહેર આયુર્વેદનાં અભ્યાસ માટે મશહૂર બન્યું હતું.

ગાદીએ આવ્યા પછી તેરમે વર્ષે મહાનદી, ગોદાવરી અને કૃષ્ણાનાં વચ્ચે આવેલા મુલક કલીંગદેશ ઉપર અશોકે ચઢાઈ કરી અને તે દેશ પોતાની હકૂમત હેઠળ આણ્યો. આ લઢાઇમાં ઘણાં માણસો માર્યાં ગયાં તે જોઈ અશોક દયાર્દ્ર થઈ ગયો અને તેથી તેણે એક જાહેર ઢંઢેરો પીટાવ્યો કે તેને પણ આ બાબતનો પસ્તાવો

થયો છે. આ ઢંઢેરામાં એક કલમ એવી હતી કે 'ખરી ફતેહ (ધર્મથી) પોતાની જાતને વશ કરવામાં છે.'

મહાન અશોક **ઉપગુપ્તનો** શિષ્ય થયો. શાક્ય યુવરાજનાં મતાનુયાયીએ પવિત્ર જીવન ગાળી યાત્રાઓ કરવી. બ્રાહ્મણો અને સાધુઓને માન આપવું. પાટલીપુત્રમાં પશુની હિંસા તદ્દન બંધ કરવામાં આવી. અને પશુનું માંસ ખોરાકમાં વાપરવાની પણ મનાઈ હતી.

અશોકનાં શિલાલેખો અને કીર્તિસ્તંભો (સ્તુપો) અદ્યાપિ પર્યંત તેની કીર્તિની સાખ પૂરે છે. ' ધર્મવડે ન્હાનામાં ન્હાનો મનુષ્ય પણ સ્વર્ગમ સુખ મેળવી શકે છે. દાન ઉત્તમ ગણાતું અને નોકર ચાકર સાથે સારી રીતભાત સદ્વર્તનનું એક અંગ ગણાતું એટલુંજ નહિ પરંતુ અશોકે સીલોન, ચોલા, પાંડયાં સત્યપુત્ર અને કેરાલેપુત્ર વિગેરે દક્ષિણના રાજ્યોમાં પોતાના ભિખ્ખુ એલચીઓ મોકલ્યા હતા અને સીરીયા, ઇજીપ્ત અને મેસીડોનીયા, એપીરસ, સીરીનમાં પોતાના એલચીઓ રાખ્યા હતા.

એક સીંહલ દંતકથા આધારે કહીએ તો તેનો એક ભાઈ **મહેંદ્ર** તેના ધર્મનો અનુયાયી બન્યો હતો અને સીલોન જઈ રહ્યો અને ત્યાંના રાજા તીસાને પોતાનો અનુયાયી કર્યો. મહેંદ્રને તેની બ્હેન **સંગમીત્રા** આવી મળી અને બોધ ગયાની એક ડાળ લાવી હતી અને રાજકુમારી **અનુલાની** મદદથી બુદ્ધનું પ્રથમ અપાસરૂં સ્થાપ્યું.

અશોકનું ખાનગી જીવન ઘણું પવિત્ર હતું. કુરૂવકી નામની તેની એક સ્ત્રી ઘણુજ દાન કરતી. વૃદ્ધાવસ્થામાં અસંધીમીત્રા નામની તેની સ્ત્રી મરણ પામી અને પછી અશોકે **તીશ્યરક્ષિતા** સાથે લગ્ન

**કર્યો**; પરંતુ આ સ્ત્રી અશોકનો ધર્મ પ્રેમ સ્વીકારતી નહિ. બીજી **એક દંતકથાના આધારે** તીશ્યરક્ષિતા અસંધીમિત્રાના પુત્ર કુણાલ સાથે **પ્રેમમાં** પડી હતી; પરંતુ જ્યારે કુણાલે તેનો અસ્વીકાર કર્યો ત્યારે **તે** વેર તેણે કુણાલની આંખો ફોડાવી લીધું હતું. અશોક **આથી ઘણોજ** ગુસ્સે થયો અને તીશ્યરક્ષિતાને જીવતા બાળવાની સજા કરી. કુણાલને બોધિ ગયા આગળના એક સાધુના પ્રભાવથી ચક્ષૂ મળ્યાં

**અશોકના** મૃત્યુ પછી તેની રાખ ઉપર સાંચી આગળ એક કીર્તિ સ્તંભ ચણવામાં આવ્યો હતો. અશોકના સમયમાં મૌર્ય-સ્થાપત્યકલા **ખીલ્યાં**. તત્સમનાં સુંદર બાંધકામો અશોકે બંધાવેલા કીર્તિસ્તંભો અને **શીલાલેખોમાં** મળે છે. મૌર્ય-સ્થાપત્ય કલાની સુંદરતાનાં બે મૂખ્ય **લક્ષણો** છે. સુંદર નકશી અને શુદ્ધ શબ્દ રચના-કાર્લી-કનેરી અને **નાશીકનાં** કોતરકામો આ બાબતની શાખ પૂરે છે. ભર્હુત અને સાંચી **આગળનાં બુદ્ધનાં** જીવનચરિત્રનાં સ્મરણચિત્રો અને જાતકની વાતો **શુદ્ધ** ભાષાની શાખ પૂરે છે. શીલા લેખો અને સ્તંભો ઉપરથી તે **સમયનાં** લોકોની સ્થિતિનો ખ્યાલ થશે.

**અશોક** પછી તેનો પૌત્ર **દશરથ** ગાદીએ આવ્યો તેણે તેનાં પિતામહનાં પગલે ચાલી આઠ વર્ષ રાજ્ય કર્યું અને ઇ. સ. પૂર્વે ૧૮૩ **માં બૃહદ્રથને** તેનાં સેનાધીપતિ પુષ્પમિત્રે હાર કરી આ વંશનો અંત **આણ્યો**. પુષ્પમિત્રે રાજ્યસૂય યજ્ઞ કર્યો હતો. આ રાજાનાં વખતમાં **પતંજલિ** થયા હતા એમ મનાય છે અને આ રાજાના વખતમાં **બૌદ્ધ** ધર્મ સ્હામે બળવો થયો. એણે પાંચ વર્ષ રાજ્ય કર્યું. તેનાં **પછી** તેનો પુત્ર **અગ્નિમિત્ર** ગાદીએ આવ્યો. આ શુંગ વંશમાં **દશ રાજા થયા** અને આ વંશ ૧૧૨ વર્ષ ચાલ્યો. આ વંશનો છેલ્લો **રાજા દેવભૂતી** હતો. એનાં રાજ્યમાં બળવો થયો અને આ બળવાનો

ભોગ એ પોતે બન્યો. દેવભૂતી પછી **વાસુદેવ** ગાદીએ આવ્યો. પરંતુ *કાણ્વ વંશ મગધની અસલ જાહોજલાલી સંપાદન કરી શક્યો નહિ અને આ વંશનો ચોથો રાજા સુશર્મન આંધ્રદેશનાં એક રાજાને હસ્તે મરાયો મૌર્યવંશ પછી ક્ષત્રપ અને કુશન વંશો થયા.



## ક્ષત્રપ રાજાઓનો અમલ

( ઈ. સ. પૂ. ૭૦ થી ઈ. સ. ૩૮૦ )

ક્ષત્રપરાજાનાં સિક્કાઓ ઉપર ' છત્રપ, ' ' છત્રવ ' અને 'ખત્રપ ' એક પ્રાકૃત નામ છે. રાજાઓનાં અંત્યાક્ષરે 'સિંહ' કે 'સેન' લખેલું છે. આ રાજાઓ પરદેશી હોવા જોઇએ. ક્ષત્રપનો અર્થ ' રાજ્યનો પાલક એમ કરી શકાય–કુશાન રાજા કનિષ્ક ગાદીએ બેઠો ત્યાં સુધી ક્ષત્રપ વંશ રહ્યો.

ક્ષત્રપનો પ્રથમ રાજા **નહુપાન** અને બીજો **ચષ્ટન** ત્રીજો **જયદામા** પહેલાં એ રાજા 'મહાક્ષત્રપ' સંજ્ઞાથી ઓળખાય છે. જયદામા પછી રૂદ્રદામા. સુદર્શન તળાવ એણે સુધરાવ્યું હતું. સુદર્શન તળાવ પરનાં લેખમાં લખ્યું છે કે અકરાવતી ( ભિલ્સા અને અવંતી ), અનૂપ ( ગૂજરાતનો ભાગ ), આનર્ત ( સુરાષ્ટ્ર, ) સ્વભ્ર ( સાબરમતી આગળનો ભાગ ), મરૂ ( મારવાડ ), કચ્છ, સિંધુસુવેર ( સિંધુ આગળનો ભાગ અને મુલતાન ) અપરાંત ( મહીની દક્ષિણનો મુલક અને નિશાદ એટલા ભાગો તેને તાબે હતા. યૌધેય લોકો સાથે

* શુંગવંશ ઇ. સ. પૂર્વે ૭૩ આંધ્રવંશ ઇ. સ. પુર્વે ૨૮ માં થયા

તથા દક્ષિણાપથના શતકરણી રાજા સાથે તેણે મોટી લઢાઇઓ લઢી વિજય મેળવ્યો હતો. રૂદ્રદામા પછી દામાજડશ્રી, પછી રૂદ્રસેન બીજો, પછી વિશ્વસિંહ, પછી ભર્તૃદામા, પછી વિશ્વસેન, પછી રૂદ્રસિંહ બીજો પછી યશદામા, પછી દામસિરિ, નાસ્વામી રૂદ્રસેન ૩ જો, પછી સ્વામી રૂદ્રસેન ૪ થો, અને સ્વામી સિંહસેન અને છેલ્લો સ્કન્દ આટલા રાજા થયા.

ક્ષત્રપવંશ પછી ક્ષત્રપ કુશનવંશ થયો. આ વંશનાં તાબામાં કાશ્મીર પંજાબ અને બનારસ સુધીનો ઉત્તરનો મુલક અને દક્ષિણમાં વિંધ્યા સુધીનો મુલક હતો. તેઓની રાજગાદી પુરૂષપુર કે પેશાવરમાં હતી અને તક્ષશીલા વિદ્યાનું સ્થાન બન્યું. રાજા કનિષ્ક અને નાગાર્જુન ( બુદ્ધગુરૂ ) મહાયાન માર્ગ સ્વીકારનાર પ્રથમ હતા.

કનિષ્કરાજાને ચીન અને ઇટલિ સુધી વ્યવહાર હતો. કાશ્મીરમાં આવેલા ' કુંડલાવન 'માં ધર્મના ઝગડાનાં અંત લાવવા માટે એક સંઘ ભરવામાં આવ્યો હતો અને આ સંઘે ત્રિપિટક ઉપર મહાવીભાષા નામનો ગ્રંથ પ્રગટ કર્યો આ ગ્રંથનુ ભાષાંતર ચીની ભાષામાં પણ છે.

કનિષ્ક રાજાનાં વિધવિધ જાતનાં સીક્કાઓ જોતાં માલૂમ પડશે કે અકબરની માફક આ રાજા દરેક ધર્મ માટે સરખી લાગણી ધરાવતો અને ઉત્તેજન આપતો. ઝરથુસ્ટ્રને પણ પુરતું ઉત્તેજન આપ્યું હતું; પરંતુ રાજની મોટીસખાવતો બૌદ્ધ ધર્મનાં ઉત્તેજનાર્થે જતી. પુરૂષપુરમાં એણે એક મોટો સ્તુપ ( ૧૩ માળવાળો) બાંધ્યો હતો. ૨૪ કે ૩૦ વર્ષ એણે રાજ કર્યું. એનાં પછી વાશીસ્ક, હુવીશ્ક અને વાસુદેવ રાજા થયા.

## ગુપ્તવંશ *

( ઇ. સ. ૪૧૦–૪૭૦ )

કુશાન અને આંધ્રવંશનાં અંત પછી ૧૦૦ વર્ષે પાટલીપુત્ર ફરીથી મૂખ્ય સ્થાનક બન્યું અને ગુપ્તવંશ સત્તા ઉપર આવ્યો. આ વંશનો સ્થાપન કરનાર 'શ્રીગુપ્ત' હતો. બીજો રાજા 'ઘટોત્કચ્છ' થયો. અને તેનો પુત્ર ચંદ્રગુપ્ત મહારાજાધિરાજ કહેવાયો. ઇ. સ. ૩૨૦ માં તેણે એક લીચ્છવી જાતની કુમારદેવી સાથે લગ્ન કીધાં અને પોતાનાં નામના સિક્કા પડાવ્યા. ચંદ્રગુપ્તે પંદર વર્ષ રાજ્ય કર્યું તેનાં પછી તેનો પુત્ર **સમુદ્રગુપ્ત** થયો. તેણે પોતાની માતુશ્રી કુમારદેવીનું નામ સિક્કાઓ ઉપર કોરાવ્યું. આ સિક્કાઓ ઉપર રાજાનાં પરાક્રમની સંજ્ઞાઓ 'સર્વ રાજોચ્છેત્તા' 'અપ્રતિરથ' 'કૃતાંત-પરશુ' માલૂમ પડે છે. સમુદ્રગુપ્ત ગાયનવાદન આદિ ક્રિડામાં બહુ પ્રવિણ હતો અને એક પરાક્રમી રાજા થયો. અલ્હાબાદમાં એણે એક કીર્તિ લેખ ચણાવેલો છે, એનાં વખતમ **હરિવંશ** નામે નામાંકિત કવિ થઇ ગયો. સમુદ્રગુપ્તે રાજગાદીનું સ્થળ પાટલિપુત્રમાંથી બદલી અયોધ્યામાં રાખ્યું. આર્યાવર્ત્તને પરદેશીઓનાં પંઝામાંથી એણે મુક્ત કર્યો અને સંસ્કૃત સાહિત્ય ખીલવ્યું. એણે માળવા, ગુજરાત અને સૌરાષ્ટ્ર જીતી લીધાં અને ક્ષત્રપ વંશનો નાશ કરી ઉજ્જયિની સર કર્યું, સમુદ્રગુપ્ત પછી તેનો છોકરો ચંદ્રગુપ્ત બીજો (વિક્રમાદિત્ય) નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેણે માળવા જીત્યો હરિવંશ કવિએ અલ્હા-બાદ આગળનાં સ્તંભ આગળ જે કીર્તિ લેખ લખ્યો છે તેમાં સમુદ્ર-

* મી. વીનસેંટ સ્મીથ પોતાનાં ' અર્લી હીસ્ટરી ઓફ ઇંડીયા ' નામનાં પુસ્તકમાં ગુપ્તવંશની સ્થાપના ઇ. સ. ૩૦૦ ઉલ્લેખે છે.

ગુપ્તને કવિ અને સંગીતશાસ્ત્રી તરીકે વર્ણવ્યો છે અને બ્રિટીશ મ્યુઝીઅમમાં રાખેલો એક સુવર્ણનો સિક્કો તેને રાજગાદી ઉપર બેસી વિણા બજાવતો ચિતરે છે. આથી ૪ થા સૈકામાં ગુપ્તવંશથી સંસ્કૃત સાહિત્યનો નવિન કાળ માની શકાય. **વિક્રમાદિત્ય** પછી ઇ. સ. ૪૧૩ માં **કુમારગુપ્ત** ગાદીએ આવ્યો. એનાં વખતમાં બખેળાઓ થયા. ૪૫૫ માં એના મરણ પછી સ્કંદગુપ્ત ગાદીએ આવ્યો. ગાદીએ બેસતાં વેંતજ એને તુર્કો સ્હામે શસ્ત્રો લેવા પડયાં. બાર્બેરિયન્સ અને હન્સને હરાવ્યા. આ જીત ગાઝીપુર જીલ્લામાં આવેલા **ભીતરી** આગળ સ્તંભ ઉભો કરી અમર કરી છે. ૪૮૦ માં એનાં મરણ પછી એનો ભાઈ **બુદ્ધગુપ્ત** ગાદીએ આવ્યો. બુદ્ધગુપ્ત પાસેથી કેટલોક મૂલક તોરમાણ નામના માણસે લઇ લીધો હતો. એના પછી **નરસિંહ** ગુપ્ત બાલાદિત્ય પવિત્રતા અને શુરાતન માટે પ્રસિદ્ધ થયો. વસુબન્ધુ નામે તેનો ગુરૂ હતો. નાલંદાનાં ગુરૂકુલને પણ સારૂં ઉત્તેજન આપ્યું. એના મરણ પછી ગુપ્તવંશની જાહોજલાલીનો અંત આવ્યો એમ માની શકાય. ગુપ્તવંશ સંસ્કૃત સાહિત્યનો સુવર્ણયુગ હતો.

ગુપ્તવંશ સ્થાપત્ય કલાની ખીલવણી માટે પ્રસિદ્ધ છે. વિશ્વકર્મ ચૈત્ય ગૃહ (ઇલોરાનું) ગુપ્તવંશની જાહોજલાલીની સાખ પૂરે છે. ગુપ્તવંશનાં રાજાઓના હાથમાં ગુજરાતનું રાજ્ય હતું.

નરસિંહ ગુપ્ત બાલાદિત્ય પછી વાસ્તવિક રીતે ગુપ્તવંશનો અંત આવ્યો. પછી હિંદમાં ન્હાના ન્હાનાં સ્વતંત્ર રાજ્યો સ્થપાયાં. મહારાજા **શ્રીહર્ષના** વખતમાં ફરી આ રાજ્યો તેની હકૂમત હેઠળ આવ્યા.

---

## ત્રૈકૂટક રાજાઓ

ઈ. સ. ૨૫૦–૪૫૦

ત્રૈકૂટક આભીર જાતના હોવા જોઈએ. ચેદી અને ત્રૈકૂટક એક હોવા જોઈએ એવું ઇતિહાસકારો અનુમાન કરે છે. તેઓએ ક્ષત્રપ રાજાઓને હરાવી કાઠિયાવાડ જીતી લીધું હશે. ત્રૈકૂટ તેમની રાજધાની હોવી જોઈએ અને કાલેંજરમાં તેમનો ઉદય થયા પછી તેમણે ચેદી સંવત્સર શરૂ કર્યો હશે વિગેરે અનુમાન કરવામાં આવ્યાં છે.

## શ્રીહર્ષવર્ધન

શ્રીહર્ષનો પ્રતાપ પૂર્વમાં ચીન સુધી પ્રસીદ્ધ હતો. મેગેસ્થિનિસ, ફાહિયાન અને હ્યુએનસંગે ચંદ્રગુપ્ત, સમુદ્રગુપ્ત અને શ્રીહર્ષનાં રાજ્યનાં બ્યાનો કર્યાં છે. શ્રીહર્ષ રાજા ઘણો પરાક્રમી હતો અને એણે ગુર્જર, લાટ અને માળવાનાં રાજાઓને હરાવ્યા હતા. હૂણ લોકોને પણ ત્રાહ્યત્રાહ્ય પોકરાવી હતી. શ્રી હર્ષે કવિ તરીકે કીર્તિ અમર કરી છે. કવિ બાણભટ્ટ એનો માનિતો મિત્ર હતો. **દણ્ડી, સુબન્ધુ** એ શ્રીહર્ષ-વર્ધનનાં સમયનાં પ્રખ્યાત કવિઓ છે. આ રાજાને ઉત્સવ અને મેળા ભરવાનો બહુ શોખ હતો. દર પાંચ વર્ષે પ્રયાગરાજમાં મોટો મેળો ભરાતો. રાજા દાનવીર અને શૂરવીર હતો. શ્રીહર્ષની બ્હેન **રાજ્યશ્રી** ધર્મચર્ચામાં બહુ રસભેર ભાગ લેતી. શ્રીહર્ષની રાજધાની **કનોજ**માં હતી. હ્યુએનસંગે એનાં રાજ્યનું બ્યાન બહુ સુંદર કર્યું છે. લોકો સાદા, ચોખ્ખા અને નિષ્કપટી હતા. શ્રીહર્ષનો મુખ્ય માંડલિક કામરૂપનો રાજા કુમાર બ્રાહ્મણ હતો. હ્યુએનસંગ એ રાજાનાં દરબારમા

પણ રહ્યો હતો. હ્યુએનસંગ ઇ. સ. ૬૪૫માં ચીન પાછો ફર્યો. તેણે ૭૪ ગ્રંન્થોનાં અનુવાદ કર્યા અને ઇ. સ. ૬૬૪માં તે મરણ પામ્યો.

શ્રી હર્ષનું રાજ હિંદની તવારીખમાં મશહૂર છે. પૂર્વનાં દૂરદૂરન પરદેશી મુસાફરો હિંદમાં જ્ઞાનપિપાસા તૃપ્ત કરવા આવતા. શ્રીહર્ષનો ઇ. સ. ૬૪૮માં સ્વર્ગવાસ થયો.

ગુપ્તવંશ પછી રાષ્ટ્રકૂટ વંશનો કૃષ્ણ સર્વોપરી થયો. ઇ. સ. ૩૪૦ માં ગુપ્ત રાજાના સેનાપતી ભટ્ટારકે વલભી (વળા)ની ગાદી સ્થાપી. ભટ્ટ લોકોના ગ્રંથ ઉપરથી જણાય છે કે મહારાજા વિજયસેને વલ્લભીપુર અને વિદર્ભ વસાવ્યા. એ વંશનાં રાજાઓનો અમલ ઇ. સ. ૬૧૪ સુધી રહ્યો. વલ્લભીવંશ ૨૫૦ વર્ષ ચાલ્યો. આ વંશના રાજાઓ ક્ષત્રિય હતા. વલ્લભીવંશના રાજાઓએ સુરાષ્ટ્ર (કાઠિયાવાડ) વલ્લભીમાં રાજગાદી સ્થાપી. આપણાં ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ વલ્લભીવંશથી શરૂ થાય છે. વલ્લભીપુરના નાશ વિષે એક દંતકથા એવી છે કે ત્યાં કાકુ નામે એક મોટો શ્રીમંત ગૃહસ્થ રહેતો હતો. તેની દિકરી પાસે જડાવ કાંસકી હતી. તે શિલાદિત્યની કુંવરીએ માંગી અને રાજાએ તે બળાત્કારે છીનવી લીધી. કાકુએ સિંધના પરદેશી રાજાને તેડાવ્યો અને એક કરોડ રૂપીયા આપ્યા અને વલ્લભી-નગરનો નાશ કરાવ્યો. છેવટે કાકુને તેના વિશ્વાસઘાતરૂપી પાપનું ફળ તેનાં પોતાનાંજ ઘાતકી રીતે થએલા મરણમાં મળ્યું. પરદેશીની પ્રિત અને સાગનો દેવતા આવાજ હોય!

## વલભિવંશ
## (ઇ. સ. ૫૦૯ થી ૭૬૬)

ઇ. સ. ૫૦૯ માં ચંદ્રગુપ્તનાં રાજ પછી ૪૦ વર્ષે સેનાપતી ભટ્ટાર્કે વલભિવંશ સ્થાપન કર્યો. વલ્લભીપુર શત્રુંજય ડુંગરાથી પચ્ચીસ

માઇલ છેટે હાલના વળા ગામ આગળ હોવું જોઇએ ઘેલ્લારો નદી વલ્લભી-પુરનાં ખંડેર આગળ થઇ વહે છે. પ્રાકૃત 'વલહી' ઉપરથી વળા નામ હોવું જોઇએ. જૈન સાધુ પ્રભાસુરી જે તેરમાં સૈકામાં થયો હતો તેના ગ્રંથમાં 'વલહી' નામ લખેલું છે. હાલ વળા નામનો કસ્બો છે તેની આસપાસ પીલુડીની ઝાડીમાં હાલમાં તેનાં ખંડેરો દગ્ગોચર થાય છે. હુએનસંગ નામના ચીના મુસાફરે વર્ણવ્યું છે કે:—

"વલ્લભિદેશ લારિકાની ઉત્તરમાં છે તેનો ઘેરાવો ચાર હજાર લી (૧૩૦૦ માઇલ) છે. તેની રાજધાનીનું નગર ૩૦ લી કરતાં પણ ઘેરાવામાં વધારે છે. ઉત્પત્તિ, ગરમી, ત્યાંનાં રહેવાસીઓની રિતભાત અને તેમનાં શરીરની પ્રકૃતિ એ સર્વ માલવા દેશ પ્રમાણે છે. વસ્તી ઘણી છે; કુટુંબો દ્રવ્યવાન છે; ત્યાં સો કરતાં પણ વધારે કોટ્યાધિપતી ગણાય છે. આ રાજ્યમાં ઘણા દૂર દેશાવરોમાંથી અત્યંત સંપત્તિ એકઠી થાય છે. એકસો કરતાં પણ વધારે બૌદ્ધમતના મઠ જોવામાં આવે છે; ત્યાં ૭ હજાર કરતાં પણ વધારે સાધુ છે; તેમાનાં ઘણા-ખરા સમ્મિતિય મતનાં છે અને તે મત હીણાયનનો છે........... આગળનો રાજા માળવાના શિલાદિત્યનો ભત્રિજો હતો અને હાલમાં જે રાજ્ય ચલાવે છે તે કનોજ દેશનાં શિલાદિત્યનો જમાઇ છે. તેનું નામ ધ્રુવપટુ છે.

વલભીરાજાઓ શિવમાર્ગી હતા અને આ વંશમાં ૧૯ રાજાએ થયા. આ સમયમાં બૌધ અને જૈનો વચ્ચે વિખવાદ અને ઝગડાઓ થયા જણાય છે. દરેક વલ્લભિ તામ્રપટ ઉપર નદી અને ભટ્ટાર્કનું નામ આવે છે.

સાતમી અને આઠમી સદીની શરૂઆતમાં વલ્લભીવંશનો ક્ષય થયો. ચાલુક્ય, ગુર્જર તથા રાષ્ટ્રકુટ વંશના રાજાઓની હાકમી

છુટી છવાયી રહી. કાઠિયાવાડનો ઉત્તર, પશ્ચિમ અને વચલો **ભાગ** મેર (મૈત્રક) લોકના તાબામાં અને ગિરનારની આસપાસનો મુલક **કોઈ** યાદવ **ચુડાસમાં** રાજાનાં તાબામાં હતો. સને ૭૪૬ માં ચાવડા-વંશના રાજા **વનરાજે** અણહિલપુરની ગાદી સ્થાપી.




દખ્ખણના ચાલુક્ય રાજા બીજા પુલકેશીનાં સેનાપતી **ચંદ્દે** મૌર્યને હરાવ્યા અને ત્યાર પછી તેઓ આગળ ઉત્તર તરફ વધ્યા. ઈ. સ. ૬૩૪ માં લાટ, માળવા અને ગુજરાતનાં મૂલકો ઉપર રાજા પુલકેશિનું રાજ્ય હતું.




ભરૂચમાં ગુર્જરોનું રાજ્ય હતું. તેઓની રાજધાની નાન્દીપુરી હતું નાન્દીપુરી તે હાલનું નાંદોદ છે. ગુર્જર રાજાઓ નીચે પ્રમાણે થયા:—

*દદ્દ ૧ લો ઇ સ. ૫૮૦
|
જયભટ ૧ લો ઈ. સ. ૬૦૫
|
દદ્દ ૨ જો ઈ. સ. ૬૩૩
|
જયભટ ૨ જો ઈ. સ. ૬૫૫
|
દદ્દ ૩ જો ઇ. સ. ૬૮૦
|
જયભટ ૩ જો ઇ. સ. ૭૦૬–૭૩૪

## રાષ્ટ્ર કૂટ રાજાઓ

ઇ સ. ૭૩૪–૯૭૪

ગુજરાતનાં રાષ્ટ્રકૂટ રાજા દખ્ખણમાંથી ઈ. સ. ૭૪૩ માં આવ્યા હતા. આ વંશના રાજા નીચે પ્રમાણે—

માનાંક, દેવરાજ, ભવિષ્ય અને અભિમન્યુ.

માનપુર–માન્યખેટ (માલખેડ) સોલાપુરથી આઠ માઇલ છેટે રાષ્ટ્રકુટોની રાજધાની હતું, તેનું જૂનું નામ હશે. પશ્ચિમનાં ચાલુક્ય વંશનાં તેલપ રાજાએ રાષ્ટ્રકૂટ રાજા ત્રીજા કકુ અથવા કકુલના વખતમાં ઈ. સ. ૯૭૨ માં રાષ્ટ્રકૂટ રાજાઓનો પરાભવ કર્યો હતો.

---

* આ વંશાવળી રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાએ તૈયાર કરેલ છે.

## મિહિર અને મ્હેર લોકો

(ઇ. સ. ૪૭૦–૯૦૦)

ગુપ્ત હાકેમોને હરાવનાર મૈત્રક કે મિહિર–મ્હેર લોકો હશે. મયૂરધ્વજ (ગુપ્તો) સાથે મકરધ્વજ (મ્હેર) લોકે લડાઈ કરી હશે અને મ્હેર લોકને જીત મળી હશે એમ અનુમાન કરવામાં આવે છે.

દસમા સૈકાની શરૂઆતમાં સિંધુથી એક ટોળું ગુજરાત અને કાઠિયાવાડમાં ઉતરી આવ્યું. એ ટોળામાં કચ્છના જાડેજા અને સોરઠના ચૂડાસમા હતા. આ લોકો પોતે જાદવ કુળના હોવાનું અભિમાન ધરાવે છે. ચુડચંદ્ર નામના મુખીની સાથે આહિર લોકો આવેલા તેથી ચૂડાસમા કહેવાયા. તેમની રાજધાની **વંથળી** હતી. વલ્લભિવંશની પડતી પછી બીજા કયા વંશનું રાજ્ય ગુજરાતના મોટા ભાગ ઉપર હતું તે હજી ચોક્કસ નથી. જૈન ગ્રંથકારોએ લખેલા ઐતિહાસિક ગ્રંથોમાંથી ઇ. સ. આઠમા સૈકામાં અણહિલપુરમાં ચાવડા વંશનું રાજ્ય સ્થાપન થયા વિષે માહિતી આપેલી છે.





## પ્રકરણ ૫ મું

### અર્વાચીન ઇતિહાસ

(રાજપૂતોની જાહોજલાલી.)

(૧)

### ચાવડાવંશ

ઇ. સ. ૭૯૬ થી ૯૪૨

સિંહ મૂછ ભોરિંગમણી કરપીધન સતીનાર,,
જીવતાં પર હસ્તે ચઢે ત્યમ ક્ષત્રિય તરવાર ?



વલભી રાજ્યના ઉત્ક્રાંતિ સમયમાં ન્હાનાં ન્હાનાં રજપૂત રાજ્યો સ્થપાયાં હતાં, તેમાનું એક ઝીંઝુવાડા પાસે પંચાસરમાં હતું. વલભી વંશની પડતીના સમયમાં આ રાજ્યોનો ઉદય થયો. આ વંશનો પ્રખ્યાત રાજા **જયશિખર** નામે હતો. અને ત્હેનો પ્રધાન **સુરપાળ** નામે તેનો સાળો હતો. રૈયત સુખી હતી અને ગુજરાત દેશ ધનાઢ્ય અને આબાદ હતો. જયશિખર અને તેનાં વંશજો બાણ મારવામાં હુશીઆર હતા (ચાપોત્કટ) અને તેથી એ વંશ **ચાવડાવંશ** નામે ઓળખાય છે. પંચાસરમાં જયશિખરનાં દરબારમાં પ્રખ્યાત કવિઓ અને ભાટ-ચારણો રહેતાં. વિદ્યા અને સાહિત્યને સારૂં ઉત્તેજન મળતું. લોકો દયાળુ હતા

અને ઘાસચારો અને ધનસંપત્તિ પુષ્કળ હતી. ટુંકમાં સમસ્ત પૃથ્વીનો સારરૂપ ગુજરાત દેશ હતો.

જયશિખરનો પ્રખ્યાત કવિ શંકર હતો. ગુજરાતની દક્ષિણે ચાલુક્ય વંશના ભુવડનું કલ્યાણમાં રાજ્ય હતું. આ રાજા પરાક્રમી હતો અને દેશ દેશમાં તેની કીર્તિ ફેલાઈ હતી. તેને ગુજરાત સર કરવાનો મોહ હતો; પરંતુ વારંવાર તેને હાર ખાઇ પાછા ફરવું પડયું હતું. આ નામોશી તેને સાલતી. એક વખત ભુવડ દરબાર ભરી બેઠો હતો. અને જ્યારે તેની સભામાં **ચંદ** અને કવીશ્વર **કામરાજ** વિરાજમાન હતા ત્યારે શંકર કવિ તેના દરબારમાં આવી ચઢયા. કવિએ ગુજરાતનું બ્યાન ઘણુંજ સુમનોહર શબ્દમાં કર્યું અને તેની સમૃદ્ધિ, લોકો, જયશિખર રાજા તથા તેની રાણી રૂપસુંદરી વિગેરેનાં વર્ણનો ઘણાંજ સુંદર કર્યાં. ભુવડે કવિને મોટું ઇનામ આપી વિદાય કર્યો; પરંતુ તેની ગુજરાત જીતવાની મહત્ત્વાકાંક્ષા વિશેષ દૃઢ બની. પોતાનાં સોળ બહાદુર *પટાવતોમાંથી એક બહાદુર નરવીર મિહિરને લશ્કરનો મૂખ્યાધિકારી નીમ્યો અને ગુજરાત જીતવા માટે તેની સાથે એક મોટી ફોજ મોકલી. આ લશ્કર **પંચાસર** લગભગ આવી પહોંચતાં જયશિખરને ખબર પહોંચી અને એણે લશ્કર એકઠું કરવા હૂકમ કાઢયો. **મિહીર**નાં લશ્કરે આસપાસનાં ગામડાંઓ લૂટી બાળવા માંડયાં. જયશિખરે મિહિરનાં આવા હિચકારા કૃત્ય માટે ઠપકો મોકલ્યો. જવાબમાં મિહિરે કહાવ્યું કે, 'મ્હોમાં લીલું તરણું ઘાલી તારે રાજા ભુવડને શરણે થવું, નહિતર લડવાને સામા થવું.' આ વાતાઘાટ ચાલતો હતો તે દરમ્યાન જયશિખરનાં સેનાધિપતિએ શત્રુ ઉપર છાપો કયારનોએ માર્યો હતો. ભુવડનું દળ વિખરાઇ ગયું અને લશ્કર

*ચં: રુદ્ર ભ: વે: વીર, સિંહ સિંધુ ગિરિ ધીર;
સામન્ત ધીમન્ત ધન્વિ પદ્દ, ભીમ મહારથી મિહિર.

નામોશીથી પાછું ફર્યું. ચંદ મરાયો, દંદ ઘાયલ થયો અને વેદ લશ્કરી પોશાક ઉતારી સંન્યાસીને વેશે કાશી નાશી ગયો.

આ હારની જાણ ભુવડને થતાં તે ઉશ્કેરાયો અને એક જબરૂં લશ્કર ભેગું કરી પોતે ગુજરાત સર કરવા નીકળ્યો. ભુવડની સેના કુળમજલ કરતી પંચાસર આવી પહોંચી. તોખાર હણહણવા માંડયા અને પંચાસર નજીક ઘોડાનાં દાબડા વાગવા લાગ્યા. જયશિખરે શહેરનાં કોટ બંધ કરાવ્યા. પંચાસરનો ઘેરો બાવન દિવસ ચાલ્યો; પરંતુ જયશિખરનાં લશ્કરે મચક આપી નહિ.

ભુવડ થાકયો અને ચીઢાયો. તેણે લઢાઇ જીતવાની એક કપટ યુક્તિ શોધી કાઢી, અને મિહિરે શૂરા જયશિખરનાં અમાત્ય સુરપાળને લાંચ આપી ફોડવા પ્રયત્ન કર્યો. અને કહાવ્યું કે જો તે આ કાર્યમાં મદદ કરશે તો ગુજરાતની ગાદી ભુવડ સુરપાળનેજ સોંપશે. પરંતુ સુરપાળ આ સાંખી શકયો નહિ. તેનામાં રજપૂતનું ઉન્હું રક્ત ઉકળ્યું અને મિહિરને સખત ઠપકો આપી કાઢયો, અને કહ્યું કે, 'શું ગુજરાતના રાજાને તમારા જેવા બાયલા ગણો છો!' ભુવડ હિંમત હાર્યો નહીં અને છેવટનો હલ્લો કર્યો અને જયશિખરનું ઘણું દળ વિદાર્યું. આ હલ્લામાં ભુવડનો ભટ નામનો પટાવત પડયો, પરંતુ હલ્લો ચાલુજ રાખ્યો. પંચાસરનાં પશ્ચિમ તરફનો કિલ્લો લૂટયો અને ભુવડનું સૈન્ય શહેરમાં દાખલ થયું.

જયશિખર મરણીયો બન્યો. તેને તેનાં વંશની ઉજ્વળ કીર્તિ સ્મરી અને યુદ્ધમાં તેણે સિંહસમ ઝૂકાવ્યું. સુરપાળ તેની પડખેજ હતો. પરંતુ જ્યારે જયશિખરને લાગ્યું કે હવે તેને હારજ મળવાની ત્યારે સુરપાળને તેની બ્હેન રૂપસુંદરી જે સગર્ભા હતી તેને રાજ્યના રક્ષણ માટે નિર્ભય સ્થળે લઇ જવા કહ્યું. સુરપાળે ઘણી આનાકાની

કરી; પરંતુ તેણે સમય વિચાર્યો અને તે યુદ્ધમાંથી મહામહેનતે વિદાય થયો.

સુરપાળ જવા છતાં પણ રાજપૂત સેનાને નવો પા'નો ચઢયો; પરંતુ જયશિખરનું ઘણું દળ કપાઇ ગયું અને ફક્ત ગણ્યા ગાંઠયાજ યોદ્ધાઓ રહ્યા. તેઓ હીંમત હાર્યો નહિ અને મરણીયા થઇ શત્રુ સ્હામે ઝૂઝવા લાગ્યા. જયશિખર અને ભુવડ વચ્ચે તુમૂલ યુદ્ધ થયું. ભુવડની છાતીમાં લાત વાગવાથી તે ગબડયો પરંતુ પાછળથી દગાથી જયશિખરને બે મલ્લોએ આવી પકડી લીધો અને તેનું માથું કાપી લીધું. આ પ્રમાણે ગુજરાતનો આ શૂરો રાજા રણાંગણમાં પોતાની કીર્તિ અમર કરી પડયો. જયશિખર પડયો પરંતુ તેનું ધડ ઝૂઝતું રહ્યુ અને છેવટે ત્રણ દિવસે તેણે પ્રાણ છોડયો. ભુવડે જયશિખરની અગ્નિક્રિયા જાતે કરી અને તે જગ્યા ઉપર દેવળ ચણાવ્યું અને તેમાં શિવની મૂર્તિ પધરાવી તે જગ્યાનું નામ 'ગુર્જરેશ્વર' પાડયું. ભુવડનું લશ્કર પંચાસરમાં જયધ્વનિ કરતું દાખલ થઇ ગયું અને પંચાસર ભુવડને હસ્ત ગયું. ભુવડે સોરઠ અને કચ્છ તાબે કર્યાં. ગુજરાતમાં પોતાનો એક પ્રધાન મુકયો અને દરવર્ષે ખંડણી લેવાની અમુક રકમ નક્કી કરી તે **કલ્યાણી** સિધાવ્યો.



## રાણી રૂપસુંદરી અને વનરાજ

સુંવાળી પણ ક્ષત્રિયાણી રાણી રૂપસુંદરી જેણે દુઃખ સ્વપ્ને પણ અનુભવ્યું ન હતું, તે વનમાં દુઃખે દિવસ કાઢતી હતી. **વિમળા** નામે

તેની નણંદ દુઃખમાં તેની સાથી થઇ રહેતી હતી. તેને પણ ભુવડના માણસો પકડી ગયા. પિતાની આજ્ઞા પાળવા નીકળેલાં શ્રી રામલક્ષ્મણની સંગાથે સીતાને વનમાં જેવાં કષ્ટો વેઠવાં પડયાં હતાં તેવાં અનેક કષ્ટો રાણી રૂપસુંદરીને વેઠવાં પડયાં. તેનાં આ દુઃખના દિવસોમાં ભીલડીઓએ ઉત્તમ સેવા બજાવી. સુરપાળને પણ ભાવી રાજાનાં રક્ષણને ખાતર આમ તેમ સંતાતા ફરવું પડતું.

વીતેલી તે જાણે અવર તે શું કથી શકે ?

પરંતુ તેનાં આવા દુઃખના દિવસમાં સુખનો સંચાર થયો. સંવત ૭૫૨ના વસંત ઋતુમાં વૈશાખ શુકલ પૂર્ણિમાને દિવસે રાણી રૂપસુંદરીને પેટે ગુજરાતના ભાવી સમ્રાટનો જન્મ થયો. વનમાં જન્મવાથી આ કુંવરનું નામ **વનરાજ** રાખવામાં આવ્યું. કાલુંઘેલું બોલતો **વનુભા** તેની માતાને સંતોષવા લાગ્યો. મહેલના રત્નજડિત પારણામાં ઝૂલવા લાયક કુંવર હાલ ભાવિયોગે વડની ડાળે લટકાવેલી ઝોળીમાં ઝૂલી મોટો થવા લાગ્યો. કુંવર પાંચ વર્ષનો થયો એટલામાં તે વનમાં **શીલગુણસુરી** નામે એક જતિ આવ્યા. કુંવરનું રૂપ અને આકૃતિ જોઇ તે આકર્ષાયા. કારણ કે **आकृति र्गुणान् कथयति।** શીલગુણસુરી તેને ઓળખતાં પોતાનાં અપાસરામાં લઇ ગયો. સુરપાળને આ શુભ સમાચાર મળતાં તે ઘણો ખુશ થયો અને પોતાની બ્હેનને આવી મળ્યો.

વનમાં વનુભાનો બાલ્યકાળ રમતગમતમાં વીતવા લાગ્યો તે સઘળાં છોકરાંઓ એકઠાં કરી સરસાઇ ભોગવતો. વનુભા મોટો થતાં પોતાના મામા સુરપાળ સાથે ભુવડનાં રાજ્ય સ્હામે બહારવટું ખેલવા લાગ્યો અને તીરકામઠું તથા ભાલો તેમજ લઢાઇનાં બીજાં શસ્ત્રો વાપરતાં શીખ્યો.

વનવગડામાં વનરાજનાં આ શિશુસમયમાં **શ્રીદેવી** નામે વાણી-યણે તેની સારી પરોણાચાકરી કરી હતી અને **ચાંપો** નામના વાણી-યાએ મિત્રસંબંધ બાંધ્યો હતો તેમજ **અણહિલ** નામનાં ભરવાડે લડા-ઇનાં આયુધો લાવી આપી પુષ્કળ મદદ કરી હતી. આ ઋણ વનરાજે યાદ રાખ્યું હતું. રાજા ભુવડે ગુજરાતની ઉપજ પોતાની કુંવરી મીનલ દેવીને આપી હતી અને તે ઉપજ ઉઘરાવનાર વહીવટદારે વનરાજને 'સેલભ્રાત' અથવા 'બરછીદારનો અધિકાર' આપ્યો હતો. વનરાજ ધીમે ધીમે સોનૈયા અને ઘોડાઓ સંઘરતો ગયો.

એક વખત ભુવડની કુંવરી મીનળદેવીનાં માણસો ગુજરાતની ઉપજ લઇ કલ્યાણી સિધાવતા હતા તેમનાં ઉપર વનરાજે ઓચીંતો છાપો માર્યો અને પુષ્કળ દ્રવ્ય હસ્ત કર્યું અને ઇ. સ. ૭૪૬ માં સરસ્વતી નદીને તીરે **અણહીલપુર પાટણ** નામે અણહીલ ભરવાડના નામથી શહેર વસાવ્યું અને ગુજરાતની ગાદી ત્યાં સ્થાપી. ઇ. સ. ૭૪૬ માં મહાવદી ૭ ને બલિષ્ટ શનિવારે ત્રીજે પહોરે વનરાજની આણ વર્તાઇ. એક જૈન સાધુએ જ્યોતિષના આધારે ભવિષ્ય ભાખ્યું કે '૧૨૯૭ ની સાલમાં અણહિલપુર ભાંગશે.'

વનરાજ રાજા થયો છતાં તેનાં બાલ્યકાળનાં દુઃખનાં દિવસોના સાથીઓને ભુલ્યો નહિ. શ્રી **દેવીના** હસ્તે રાજતીલક કરાવ્યું અને તેને ગામો ભેટમાં આપ્યાં. પંચાસરની પારસનાથની મૂર્તિની અણહીલ-પુરમાં સ્થાપના કરી; શીલગુણસૂરિને પોતાની સાંનિધ્યમાં રાખ્યો અને **ચાંપા** વાણીયાનાં નામથી ચાંપાનેર શહેર વસાવ્યું અને તેને પોતાનો પ્રધાન નીમ્યો.

વનરાજ સમા વનરાજે ૬૦ વર્ષ રાજ્ય ઇ સ ૭૮૦ સુધી કર્યું. વનરાજ યુદ્ધકળામાં પ્રવિણ હતો અને તેણે પોતાનું રાજ્ય

વધારી ઉપજમાં વધારો કર્યો. અને ઈ. સ. ૮૦૬ માં લાંબુ આયુષ્ય ભોગવી તે વિદેહ પામ્યો. અણહિલપુર પાટણમાં પંચાસરા પારસનાથનાં દહેરામાં હજી પણ વનરાજનું બાવલું પારસનાથની બાજુમાં ઉભું જોવામાં આવે છે. વનરાજ જૈનોની મદદથી ચઢ્યો હતો છતાં તે શિવમાર્ગી હતો. પાટણમાં ઉમામહેશ અને ગણપતિની મૂર્તિઓ અદ્યાપિ પર્યંત છે. તેની પ્રતિષ્ઠા વનરાજે કરી હતી. વનરાજ પછી ઈ. સ. ૮૦૬ માં **યોગરાજ** ગાદીએ આવ્યો. ઈ. સ. ૭૮૦ થી ૨૬ વર્ષ કોણે રાજ કર્યું તે સમજાતું નથી.

**યોગરાજ**

યોગરાજ વનરાજ જેવો પ્રતાપી અને ન્યાયી રાજા હતો. રાજ્યનું રક્ષણ કરવું અને અદલ ન્યાય આપવો અર્થાત્ સુવ્યવસ્થા અને ન્યાય એ રાજાનાં પરમ કર્ત્તવ્યો છે તે યોગરાજ સારી પેઠે સમજતો. પ્રભાસપાટણ બંદરે આવેલાં કેટલાંક વહાણો તેના કુંવર ક્ષેમરાજે ના કહેવા છતાં લૂટયાં તેથી તે ઘણો ખેદ પામ્યો અને પરદેશીઓને પોતાનાં માલનો કબજો ફરીથી સોંપ્યો. પોતાનાં પુત્રે કરેલી અપકીર્તિ તેનાથી સહન ન થવાથી તે ચિતા ખડકાવી બળી મૂઓ. આથી તે ઇતિહાસમાં **ન્યાયી યોગરાજ** નામે ઓળખાય છે.

**ક્ષેમરાજ**
**ચામુંડ**
**વૈરીસિંહ**
**રત્નાદિત્ય**

**યોગરાજ** પછી **ક્ષેમરાજ**, **ચામુંડ** અથવા શ્રીભુવડ, વૈરસિંહ અને રત્નાદિત્ય નામે રાજાઓ થયા. **ક્ષેમરાજ** લોભી અને ક્રોધી હતો. તેણે ૨૫ વર્ષ રાજ્ય કર્યું. **રત્નાદિત્ય** અથવા મુસલમાન ઇતિહાસકારો જેને **'રેશાદત્ત'** કહે છે તે શૂરો અને સાચો હતો અને તેણે પ્રજાને સારી સંતોષી હતી. તે પોતાનાં રાજ્યમાં ચોર, ઠગારા, અને સ્ત્રી લંપટ અને જુઠાઓને વસવા દેતો નહિ.

સામંતસિંહ ચાવડા વંશનો છેલ્લો રાજા થયો. એને દારૂનું દુર્વ્યસન હતું અને કેફમાંને કેફમાં તેણે રાજ્ય મૂળરાજને સામંતસિંહ લખી આપ્યું હતું. કેફ ઉતરતા તેણે ઇન્કાર કર્યો પરંતુ તેનો ભાણેજ મૂળરાજ સ્હામો થયો અને તેને મારી ગુજરાતની ગાદીએ આવ્યો.

કલ્યાણનાં ભુવડની ચોથી પેઢીએ **ભુવનાદિત્ય** રાજાને ત્રણ કુંવરો **રાજ, બીજ** અને દંડક નામે હતા. તેઓ સોમનાથ જાત્રા કરવા નીકળ્યા હતા, અને ત્યાંથી પાછા ફરતા પાટણ આવ્યા. સામંતસિંહની બ્હેન **લીલાદેવી રાજ** સાથે પરણી હતી. અને મૂળ નક્ષત્રમાં તેને મૂળરાજ નામે એક કુંવર અવતર્યો અને આ મૂળરાજ મામાને મારી ગાદીએ આવ્યો. કચ્છના લાખા ફુલાણીએ પોતાની બેન **રાજ** જોડે પરણાવી હતી. લાખાએ **રાજને** વિગ્રહમાં મારી નાંખ્યો અને મૂળરાજ અને **બીજ** પાટણ જઇ રહ્યા અને ચાવડા વંશનું રાજ સોલંકી મૂળરાજનાં વંશમાં ગયું.

(૨)

## ચૌલુક્ય અથવા સોલંકી વંશ

(ઇ. સ. ૯૬૧–૧૨૪૨)

સોલંકીવંશમાં મૂળરાજ પ્રથમ રાજા થયો. પોતાનાં મામાને મારી એ ચાવડાની ગાદીએ વગર હકે આવ્યો. આ રાજા **મૂળરાજ** શૂરવીર, પરાક્રમી છતાં લોભી અને પાપી હતો. રત્નમાળનો કર્તા તેને વિશ્વાસઘાતી, દયાહીન અને પોતાની ચ્હડતીમાં તત્પર રહેનારો કહે છે તે વાસ્તવિક છે. મોસાળનાં સર્વનું

તેણે પ્રથમ ઉચ્છેદન કર્યું અને પોતે નિષ્કંટક બની રાજ્ય કરવાની ધારણા કરવા લાગ્યો. પરંતુ અન્ય રજપૂત રાજાઓ આ સાંખી શક્યા નહિ. ઉત્તરમાંથી નાગોર અને સાંભરનો જે અજમેરનો રાજા હતો તે તેના પર ચઢી આવ્યો અને દક્ષિણમાંથી તિલંગાના રાજાના સેનાપતિ બારપે સ્વારી કરી. મૂળરાજ કંથકોટના કિલ્લામાં જઈ ભરાયો અને બે શત્રુમાંથી એક થાકી પાછો જશે તો બીજાને સહેલાઇથી હરાવી શકાશે એમ માનવા લાગ્યો. પરંતુ તેની ધારણા બર આવી નહિ; તેથી તેણે અજમેરનાં રાજાને પુષ્કળ દ્રવ્ય આપી વિદાય કર્યો અને પછી તેણે બારપને સખત હાર ખવડાવી. બારપનું લશ્કર ધવાઇ નાઠું અને મૂળરાજે પોતાની સત્તાનો દોર ઝમાવ્યો.

પરંતુ જે કાર્યથી મૂળરાજની કીર્તિ જ્વલંત છે તે તેનો વામનસ્થળીનાં ગ્રહરિપુ ઉપરનો વિજય હતો, ગ્રહરિપુ સોરઠનો રાજા થઇ પડયો હતો અને યાત્રાળુઓને તે લૂંટવાનો ધંધો કરતો. આથી ગ્રહરિપુ ઉપર મૂળરાજે ચઢાઇ કરી. ગ્રહરિપુની કુમકે કચ્છનો લાખો રાણો આવ્યો. વગડાનાં ભીલો પણ તેની સાથે સામેલ થયા અને તેની નીલી સ્ત્રીના અને બીજી વહુઓનાં કુટુંબીઓ જે સોરઠની ભાદર નદીને કાંઠે વસતા હતા તેઓ સામેલ થયા. સિંધુરાજા પણ મદદે આવ્યો. મૂળરાજની કુમકે શાલપ્રસ્થનો રાજા હતો. વળી કાશી દેશનો રાજા, શ્રીમાલનો રાજા, આબુ પર્વત ઉપરનો પરમાર રાજા, અણહિલવાડના રાજાનો ભાઇ ગંગામહ અને સોલંકીના પિત્રાઈ બીજ અને દંડક પણ તેની મદદમાં હતા. મૂળરાજની સેના ચક્ર અને ગરૂડ આકારે હતી.

આડકોટ આગળ મોટી લઢાઇ થઇ તેમાં ગ્રહરિપુને સખત હાર મળી અને તે કેદ પકડાયો. લાખો ન્હાસતો હતો એવામાં પકડાયો અને મરાયો. આ લઢાઇથી મૂળરાજ સોરઠ અને કચ્છનો ધણી થયો.

મૂળરાજનાં આ વિજયથી ઘણા ખંડીઆ રાજાઓ તેને નમતા આવ્યા. અને તેઓએ ઘણી ભેટો મોકલી. લાટ દેશનાં રાજાએ એક ખોડવાળો હાથી નજરાણામાં મોકલ્યો. પરંતુ મૂળરાજનાં કુંવર ચામૂંડે તે હાથી ખોડવાળો છે એવી પરીક્ષા કરી તેથી તે પાછો મોકલવામાં આવ્યો અને લાટેશને સજા કરવા ચામુંડ એક મોટું લશ્કર લઇ વિદાય થયો. કુમારની બહાદુરીથી લાટેશ પડયો અને મૂળરાજ લાટ દેશનો ધણી થયો. આ પ્રમાણે સોરઠ, કચ્છ અને લાટ એ ત્રણ મોટાં વિસ્તારવાળા ભાગો તેનાં કબજામાં આવ્યા.

**પ્રબોધચિંતામણી** પ્રમાણે કચ્છનો લાખો રાણો ગ્રહરિપુ સાથેની લઢાઈમાં નહિ પરંતુ બીજી એક લઢાઇમાં મરાયો હતો. કચ્છમાં પરમાર વંશનો **કીર્તિરાજ** નામે રાજા હતો. તેની કુવરી ફુલ્હડ જોડે પરણી હતી. તેનો પુત્ર તે લાખો. તેણે મૂળરાજનાં લશ્કરને વખતો વખત હરાવ્યું હતું. મૂળરાજે તેને કપિલકોટીમાં માર્યો અને તેને ગળે પગ મૂકયો. લાખાની માએ આ હિણું કૃત્ય જોઈ મૂળરાજને શાપ દીધો કે 'તેં મારા પુત્રને માર્યો માટે તારા કુટુંબનો કોઢથી નાશ થજો'!

**રાસમાળામાં** ભાટલોકોની દંતકથાને આધારે આ દુશ્મનાવટનું બીજું એક કારણ દર્શાવેલું છે. લીલાદેવીનાં મરણ પછી **રાજ** દ્વારકા યાત્રા કરવા ગયો હતો અને ત્યાંથી પાછા આવતા લાખા ફુલાણીનાં દરબારમાં ગયો હતો અને તેની બ્હેન રાયાજી જોડે તેણે લગ્ન કર્યાં તેને **રખાઈચ** નામે પુત્ર થયો. **રાજને** વાદવિવાદમાં તકરાર પડતાં લાખાએ મારી નાંખ્યો અને રાયાજી રાણી સતી થઇ. મૂળરાજના કાકા **બીજ** સોલંકીએ આ વેર ધ્યાનમાં રાખી મૂળરાજને ઉશ્કેર્યો.

દસોંદીભાટ કહે છે તે પ્રમાણે સિયોજી રાઠોડ જેણે મૂળરાજની પુત્રી સાથે લગ્ન કર્યું હતું અને જે લડાઇ વેળા હાજર હતો, તેણે **લાખાફુલાણીને** ઠેર કર્યો હતો.

આ દિગ્વિજય પછી મૂળરાજે પ્રભાસની યાત્રા કરી અને સોમેશ્વરનું પૂજન કર્યું અને વિજય સાથે તે પાછો ફર્યો.

પરંતુ જે કાર્યથી મૂળરાજની કીર્તિ અક્ષય્ય છે. તે તેનું બાંધકામ **રૂદ્રમાળ** છે. શ્રીસ્થળમાં સરસ્વતીને તીરે મહાલય બાંધવો તેણે શરૂ કરાવ્યો. સાતમાળનો ગગનવિહારી આ મહાલય હતો અને તે હજારો બ્રાહ્મણોનાં નિર્વાહ કરી શિવ મહિમા પ્રગટ કરતો. મૂળરાજે રાજ્ય મેળવતી વખતે જે હીચકારૂં પાપકર્મ કર્યું હતું તે તેને સાલતું હતું અને તે પાપ મોચનાર્થે આ રૂદ્રમહાલય તેણે બંધાવ્યો હતો. હાલમાં આ મહાલય છિન્નભિન્ન દશામાં ખંડેર થઇ પડયો છે. વળી ઘડપણમાં મૂળરાજ રૂદ્રમાળનાં દહેરામાં પ્રભુભક્તિ અર્થે રહેવા લાગ્યો. એણે ઘણાં બ્રાહ્મણોને વસાવ્યા અને તેઓનાં નિર્વાહ અર્થે ગામો પણ દાનમાં આપ્યાં. ઔદીચ્યને સિદ્ધપુર દાનમાં આપ્યું હતું. વળી **શ્રીગોડ**ને ખંભાત અને અન્ય બ્રાહ્મણોને સિહોર ભેટ કર્યાં.

**ચામૂંડ**

ઈ. સ. ૯૯૭ માં ચામૂંડ રાજા થયો. તેના સમયમાં બહુ જાણવા જેવા બનાવો બન્યા નથી. ત્યારબાદ તેનો પાટવી કુંવર **વલ્લભસેન** ગાદીએ આવ્યો. પરંતુ શિતળાનાં રોગથી તે મરણ પામ્યો.

**વલ્લભસેન**

**દુર્લભસેન**

તેથી તેનો ભાઈ **દુર્લભસેન** ગાદીએ આવ્યો. તેણે રાજ્ય મજબુત કરવાપર પૂરતું લક્ષ્ય આપ્યું નહિ; પરંતુ કુવા તળાવ વિગેરે બાંધકામો કરાવ્યાં. અણહિલવાડમાં તેણે **દુર્લભ** સરોવર બાંધ્યું.

**ભીમદેવ પહેલો**

દુર્લભસેન પછી તેનાં ભાઇ નાગરાજનો કુંવર **ભીમ**

રાજા થયો. ગાદીએ આવતાં વેંતજ તેણે ચોર તથા લૂટારાઓને વશ કીધા અને રાજ્યમાં શાંતિ ફેલાવી. બાણુ મારવામાં હુશીઆર હોવાથી એ રાજા **ભીમ બાણાવળી** એ નામે ઓળખાય છે. ભીમદેવનાં વખતમાં મહત્વનો બનાવ ઇ. સ. ૧૦૨૪ માં મહમદ ગઝનવીની સોમનાથની ચઢાઇ છે. ઉત્તરમાંથી મુસલમાનો વાવાઝોડાની માફક ધસી આવ્યા. ભીમદેવ પાસે સેના તૈયાર ન હોવાથી તે કચ્છ દેશ નાઠો અને કંથકોટનાં કીલ્લામાં ભરાઇ બેઠો. મહમદ ગઝનવી અફ્-ધાનીસ્થાનનો બાદશાહ હતો. તે ન્હાનો હતો ત્યારે તેણે હિંદની અઢળક દોલત વિષે સાંભળ્યું હતું અને વણઝારાઓ માલ લઈ જતા તેનાં તરફથી તેણે હિંદના કીંમતી જવાહીરો વિષે પણ ઘણું સાંભળ્યું હતું અને મોટો થઈ હિંદ જીતવાની ઉમેદ બાંધી હતી. મહમદ ધર્મ ચૂસ્ત પણ કંજુસ હતો અને દ્રવ્ય માટે મરી ફીટતો. તેણે હિંદ ઉપર બધી મળીને ૧૭ સ્વારીઓ કરી.

**સોમનાથની લૂંટ** ઇ. સ. ૧૦૨૪ માં મહમદે અણહિલપુર સર કર્યું અને સોમનાથને ઘેરો ઘાલ્યો.

સોમનાથનું રક્ષણ કાઠી અને બીજા રક્ષકોએ કર્યું અને ઘેરો બે દિવસ ટકાવ્યો. બે દિવસ વીત્યાબાદ કંથકોટ છોડી લશ્કર સાથે ભીમ ત્યાં આવી પહોંચ્યો, પરંતુ મહમદે લશ્કરને પાણી ચઢાવ્યું અને છેવટે તેની જીત થઇ. મુસલમાનો દેવળમાં ધૂસ્યા. સોમનાથનું દેવળ સમુદ્ર-ના કિનારા ઉપર આગળ પાછળ ફરતા કોટ સાથે બાંધેલું હતું અને સમુદ્ર શાકરોથી ચંદ્રમૌલીની પૂજામાં હરહમેશ હાજર રહેતો. દરરોજ હજાર બ્રાહ્મણો પૂજા કરતા અને રાજકન્યાઓ તાંડવનૃત્ય કરતી. જ્યારે મહમદ દેવળમાં પેઠો ત્યારે પૂજારીઓએ આજીજી કરી અને પુષ્કળ દ્રવ્ય આપવા કહ્યું; પરંતુ મહમદ એકનો બે થયો નહીં.

દેવળમાં લોહીની રેલમછેલ ચાલી. ટૂકડી પછી ટૂકડી દેવળનાં રક્ષણાર્થે પડી. પછી તો બ્રાહ્મણ પૂજારીઓ મરણીયા થયા અને એક પછી એક 'સોમનાથની જય' ના પ્રચંડ ધ્વનિ સાથે આત્મ બલિદાન દેવા લાગ્યા. થોડાંક બીકણ અને હીચકારાઓ હોડીમાં બેસી સમુદ્ર વાટે ન્હાસી છૂટતાં હતાં તેવામાં પકડાયાં અને તેઓને જલસમાધી મળી. ૧૫,૦૦૦૦૦ ધર્મરક્ષકો દેવળનાં રક્ષણાર્થે મરણ પામ્યા. **મહમદને** અઢળક લૂંટ મળી. સોમનાથનાં દેવળનાં અંગે ૧૦૦૦૦ ગામડાંઓ હતા અને જમાનાઓનું દ્રવ્ય દેવળની તીજોરીમાં હતું. દેવળના ઘંટની સાંકળ સુવર્ણની બનાવેલી હતી અને આશરે ૨૦૦ મણ વજનની હતી. શિવલિંગ આગળની દીપમાળ રત્ન અને મોતીથી જડિત હતી. આ બધી ૨૦,૦૦૦૦૦ દીનાર કીંમતની હતી. **મહમદે** ધર્માંધ હોવાથી હિંદુઓની લાગણી દુઃખાવવા ખાતર શિવલિંગના કટકા કર્યા અને એક કટકો ગિઝની મસ્જીદનાં પગથીઆ આગળ દટાવ્યો.

આ જીત લઈ મહમદ ગિઝની પાછો ફર્યો. દ્રવ્યને લોભે તે મૂર્તિ ભાંગતો. ખલીફાને તે એક હિંદુ રાજા જેવો ગણતો. હિંદુઓને તે મુસલમાન બનાવી શક્યો નહિ. અને હિંદુ ધર્મ ઉપર જબરો આઘાત પડવા છતાં સનાતન હિંદુ ધર્મ અવિચ્છિન્ન રહ્યો. મહમદ પાછો ફરતાં ભીમદેવે રાજ્ય પાછું સંભાળી લીધું.

ભીમદેવે સિંધ અને ચેદીના રાજાઓને જીત્યા અને નમાવ્યા ભીમદેવને માળવાના રાજા **ભોજ** સાથે અણબનાવ હતો. ભીમ જ્યારે સિંધના રાજા સાથે લઢવામાં રોકાયો હતો ત્યારે ભોજના સરદારે અણહિલપુર ઉપર છાપો માર્યો. **સાંતુ** પ્રધાન પાસે તૈયારી ન હોવાથી તેને હાર કબૂલ કરવી પડી. આ નામોશી ટાળવા માટે **ભીમે** માળવા ઉપર ચઢાઈ કરી પરંતુ આ વખતે ભોજ તૈલંગણના રાજા સાથે લઢવામાં રોકાયલો હોવાથી તેને ભીમ જોડે સલાહ કરવી પડી.

ભીમને વિમળશાહ નામે શ્રાવકનો સારો આશ્રય હતો. આબુના રાજા ઉપર ભીમે ચઢાઇ કરવા વિમળશાહને સરદારી આપી મોકલ્યો. આબુનો રાજા હાર્યો અને ચિત્રકુટ શિખર જીતમાં મળ્યું. વિમળશાહે આરાસુર આગળ કુંભારીયામાં અને દેલવાડામાં સુંદર દહેરાં બંધાવ્યાં જે હજી પણ બાંધકામ માટે પ્રસિદ્ધ છે. તેનું કોતરકામ તથા સ્તંભ ઉપરની નકશી હજી પણ જૈન કળાની જાહોજલાલીની શાખ પૂરે છે.

આ અરસામાં અજમેરના રાજા વીસળદેવે તમામ રજપૂત રાજાઓને એકઠા કર્યાં અને મુસલમાનોએ જીતી લીધેલો મૂલક પાછો મેળવવા ઠરાવ કર્યો. ભીમદેવ આ ઠરાવમાં ભળ્યો નહિ તેથી વીસળદેવ ગુજરાત ઉપર ચઢી આવ્યો. ભીમ હાર્યો અને વીસળદેવે જીતની જગ્યા ઉપર વીસળનગર—વીસનગર વસાવ્યું. ભીમદેવનાં સમયમાં બીજું પ્રસિદ્ધ બાંધકામ તેની રાણી ઉદયામતીએ બંધાવેલી રાણી વાવ છે. હેમાચાર્ય વર્ણવે છે તેમ ભીમદેવે સારી રીતે રાજ્ય કર્યું. તે વ્યભિચારનો અપરાધ માફ કરતો નહિ. જીવરક્ષા પણ સારી રીતે કરતો. તે 'રાજાધિરાજ' કહેવાયો. પુંદ્ર અને અંધ્રનાં રાજાઓએ તેને નજરાણાં મોકલ્યાં હતા અને મગધમાં પણ તેની કીર્તિ પ્રસરી હતી.

ભીમદેવને ત્રણ કુમાર હતા. ક્ષેમરાજ, કરણ અને મૂળરાજ. ક્ષેમરાજની ઇચ્છા તીર્થવાસ કરવાની હોવાથી ભીમદેવે રાજ્ય કરણને સોંપ્યું અને ભીમદેવે તીર્થવાસ સ્વીકાર્યો.

કરણરાજાને લાંબો કાળ સુધી પુત્ર ન થવાથી તે ઘણો ખેદ પામ્યો હતો. એક વખત એના દરબારમાં એક છમી ચિતરનારો કરણદેવ આવ્યો અને વિચિત્ર ચિત્રો લાવ્યો. તેમાં એક સુંદર ચિત્ર હતું. આ ચિત્રમાં લક્ષ્મી દેવી નાચતી ચિત્રી હતી અને તેની બાજુએ એક કુમારીકાનું ચિત્ર લક્ષ્મી કરતાં પણ સુંદર ચિત્ર્યું

હતું. આ કુંવરી તે દક્ષિણનાં ચંદ્રાપુર નગરના રાજા **જયકેશીની** કુંવરી **મીનલદેવી** હતી. આ કુંવરી બહુ સ્વરૂપવાન ન હતી; પરંતુ ચતુર હતી. કરણે જ્યારે તેનું સાચું રૂપ જોયું ત્યારે તે ઘણો નાશીપાસ થયો. આથી **મીનલને** તેણે સંતોષી નહિ. કરણની માતા ઉદયામતી પણ આથી નારાજ થઇ પરંતુ કરણનાં ચતુર પ્રધાન મુંજાલની યુક્તિથી **નમુંજલા** નામની એક નટી જેની સાથે કરણ પ્રેમમાં હતો તેનું સ્થાન મીનલને મલ્યું અને પાછળથી કરણ રીઝ્યો. આ મીનલને પેટે પ્રખ્યાત **સિદ્ધરાજનો** જન્મ પાલણપુરમાં થયો.

કરણરાજાનું રાજ્ય શાંતિમાં પસાર થયું અને ઇતિહાસ પ્રસિદ્ધ દેવળો અને તળાવો બંધાવવામાં તેણે પોતાનાં વખતનો સદુપયોગ કર્યો. અણહિલવાડમાં કર્ણમેરૂ દેવળ બંધાવ્યું અને અમદાવાદ પાસેનાં **આશાવલી** નામનાં ગામમાં જ્યાં આગળ કરણ રાજાએ આશા ભીલને હરાવી માર્યો ત્યાં **ખોચરવદેવીનું** દેવળ બંધાવ્યું વળી ત્યાં જયંતિ દેવીનું અને **કર્ણેશ્વર** મહાદેવનાં દેવળો પણ બંધાવ્યા આ ઉપરાંત કરણસાગર તળાવ અને **કર્ણાવતી** નામનું નગર વસાવ્યું. આ કરણ સાગર તળાવ મોઢેરા પાસેનું કનમાન તળાવ હોવું જોઇએ. વળી મોઢેરાનાં દેવળો પણ કરણ રાજાએ બંધાવ્યાં હતાં.

મીનલદેવીએ સિદ્ધરાજ ન્હાનો હતો ત્યારે રાજસત્તા પોતાનાં હસ્તમાં લીધી અને તે ચતુર રાણીએ શુકલતીર્થ પાસે ભાલોદ આગળ લેવાતો યાત્રાવેરો સિદ્ધરાજ પાસે આજીજી કરી કાઢી નંખાવ્યો વિગેરે ઇતિહાસપ્રસિદ્ધ વાત છે.

---

કરણરાજાના વખતમાં રૈયત ઉપયોગી બાંધકામો સારાં થયાં છે.

**પ્રાચીન બાંધકામો**

ગિરનાર ઉપર નેમીનાથનું ભવ્ય દેવળ જે કરણવિહાર કહેવાય છે તે, પાટણમાં કરણમેરૂ દેવળ, સાબરમતીને કાંઠે કરણાવતી નગર, મોઢેરા આગળ કરણસાગર તળાવ એટલાં પ્રસિદ્ધ બાંધકામો કરવામાં આવ્યાં હતાં. વળી કરણરાજાનાં પ્રધાન **સાંતુએ** સાંતુવસતિ નામનું જૈન દેવળ અને **ઉદાએ** કર્ણાવતીમાં ઉદયવરાહ નામનું દેવળ બંધાવ્યું. ઇતિહાસ પ્રસિદ્ધ ચતુર મુત્સદ્દી **મુંજાલ** કરણ રાજાનો મુખ્ય અમાત્ય હતો.

**સિદ્ધચક્રવર્તિ મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહ**

શૂરવીર, મહારાજાધિરાજ મહાક્ષત્રપ ઉજ્જૈનના ધણી, વરવર્ક **સિદ્ધરાજ જયસિંહ** ત્રણ વર્ષની ઉમરે પાટે બેઠો અને પોતાના મામાની સહાયથી રાજ્ય કરવા લાગ્યો; પરંતુ તેનો મામો ઘાતકી રીતે પ્રજા ઉપર જૂલમ ગૂજારતો તેથી બળવો જાગ્યો અને તેમાં તે ભોગ થઈ પડયો. પછીથી રાજ્યની લગામ મીનળદેવી જાતે સાચવવા લાગી. જેણે 'પાટણની પ્રભુતા અને ગુજરાતનો નાથ' વાંચ્યો હોય તેને મીનલદેવી અને સિધ્ધરાજ વખતની ગુજરાતની જાહોજલાલી જરૂર સ્મરશે. કવિ **નર્મદે** પણ ગાયું છે કે—

" તે અણહિલવાડનાં રંગ
તે સિધ્ધરાજ જયસંગ
તે રંગ થકી પણ અધિક સરસ રંગ
થશે સત્વરે માત. જય–જય ગરવી ગુજરાત."

મીનળદેવીએ સાંતુ પ્રધાને, ઉદયનમંત્રી અને મુંજાલ મહેતાની સહાયતાથી રાજ્ય ઘણું સારી રીતે ટકાવ્યું અને મલાવ અને મુનસર

આદિ સુપ્રસિધ્ધ તળાવો બંધાવ્યા. વળી આ રાણી કેવી ન્યાયી હતી તે મલાવ તળાવની દંતકથા શાખ પૂરે છે. તળાવની તેડે એક બાઇનું ઘર આવેલું હતું તે તેણે આપવા ના પાડી જેથી તળાવ તે જગ્યા બચાવી લઇ ખોદાવવામાં આવ્યું. ધન્ય છે આ પરોપકાર પરાયણ રાણી મિનળદેવીને !

સિધ્ધરાજ પોતાની મા સાથે ગુજરાતની મુસાફરીએ નીકળ્યો હતો પરંતુ તેવામાં માળવાનાં રાજા યશોવર્માએ હલ્લો કર્યો. પરંતુ સાંતુ પ્રધાને તેને નાણાં આપી પાછો વાળ્યો. આ વાત જ્યારે સિધ્ધરાજનાં જાણવામાં આવી ત્યારે તે તેને ખૂંચવા લાગી. અને તેથી ધારાનગરીને ઘેરો ઘાલ્યો. ઘેરો લગભગ બાર વર્ષ ચાલ્યો. છેવટે આ શહેર પડયું અને યશોવર્મા કેદ પકડાયો. અને તેને પાટણમાં લાકડાનાં પાંજરામાં પૂરી આણવામાં આવ્યો.* સિધ્ધરાજે તેને જીવતો છોડયો અને માળવા જીત્યું. આ અરસામાં મૂળરાજે અધુરો મૂકેલો રૂદ્રમાળ ચણાવી પૂરો કરાવ્યો. વળી કાઠિયાવાડનાં બર્બર સરદારને વશ કર્યો અને પોતાનો સહાયક બનાવ્યો.

---

*ઉજ્જેનમાં પુરાણવસ્તુ સંશોધન ખાતાનાં મૂખ્યાધિકારી મી. ગર્દેને ૧૧૯૫માં મળેલા શિલાલેખને આધારે કલ્પવામાં આવે છે કે સિધ્ધરાજે સં ૧૧૯૨ ના માર્ગશીર્ષ પછી અને સં. ૧૧૯૩ ના વૈશાખ માસ પહેલાં માળવા જીત્યો હોવો જોઇએ. સિદ્ધરાજનું બિરૂદ મહારાજાધિરાજ, ત્રિભુવનગણ્ડ સિદ્ધચક્રવર્તિ, અવન્તિનાથ, બર્બરિકજીષ્ણુ, પરમેશ્વર જયસિંહદેવ હતું. તેનો મૂખ્ય કારભારી 'દાદાક' હતો અને દંડનાયક દાદાકનો પુત્ર 'મહાદેવ' હતો. સિધ્ધરાજે બાર વર્ષ ઘેરો ઘાલી માળવા જીત્યું. ( પુરાતત્ત્વ. પોષ ચૈત્ર અંક ૧—૨ ).

પછી સિદ્ધરાજે બુંદેલખંડના મદનવર્મા ઉપર ચઢાઇ કરી. આ લઢાઈમાં સિધ્ધરાજને મદનવર્માએ ટાંણો માર્યો કે બારબાર વર્ષ સુધી માળવા તો જીતાયું નહિ તો બુંદેલખંડ કેમ જીતવાનાં હતા ? રાજાએ કહાવ્યું કે નાણું જોઇતું હોય તો તે લઇ પાછા ફરો.' આ ઉપરથી સિદ્ધરાજે ૯૬ કરોડ સોનૈયા લીધા અને મદનવર્મા સાથે દોસ્તી બાંધી.

સિદ્ધરાજ આવો મોટો પરાક્રમી રાજા છતાં તેણે બે ગંભીર ભૂલો કરી છે અને આ બે ભૂલો ચંદ્રના લાંછન રૂપ છે. એક ભૂલ **રાણકદેવડી** મેળવવાની ઇચ્છા અને બીજી **જસમા** ઓડણ મેળવવાની તેની તુચ્છ લાલસા. એક મર્દાનગી અને કાયરતાની કથા છે તો બીજી રાજ્યમદથી જન્મતી અધોગતિની કહાણી છે. **રાણકદેવડી** સિંધના શેરપરા રાજાની કુંવરી હતી અને ન્હાનપણમાં 'આ છોકરી જ્યાં રહેશે તે કુળનો વિનાશ થશે' એવું જયોતિર્વિદ તરફથી કહેવામાં આવ્યાથી તે રાજાએ તેને ત્યજી હતી. તે કન્યાને મજેવડી ગામનાં કુંભારે ઉછેરી મોટી કરી. આ કન્યા માટે જૂદા જૂદા રાજાઓનાં માંગાં આવવા લાગ્યાં. સિદ્ધરાજનું માંગુ સ્વીકારાયું. પરંતુ એવામાં જૂનાગઢનો **રા'ખેંગાર** રાણકદેવડી પરણી ગયો. આથી સિદ્ધરાજે આ વેર લેવા જૂનાગઢ ઉપર ચઢાઇ કરી અને બાર વર્ષ ઘેરો ઘાલી ત્યાં રહ્યો; પણ ખેંગાર કેમે કરી જીતાયો નહિ. છેવટે દગાનો આશરો લેવો પડયો. રા'ખેંગારનો ભાણેજ તેનાં મામાની એક નજીવી ભૂલ માટે વેર લેવા ફુટયો અને **દેહલ** ભાનભૂલો થઇ સિદ્ધરાજને જઇ મળ્યો. **દેહલ** અને **વિહલ** બે ભાઇઓ ફૂટતાં આ ગઢનો છૂપો માર્ગ જડયો અને **દુદા હમીર**ની પાસે દરવાજો ઉઘડાવી એક પછી એક સિદ્ધરાજનાં માણસો ગઢમાં કુદી પડયા. પછી તેઓ રા'ખેંગારનાં મહેલભણી ઘૂસી આવ્યા. જૂનાગઢનો રા' લઢવાને બહાર નીસર્યો.

'ઝાંપો ભાગ્યો ભેળપડી, ભેળ્યો ગઢ ગિરનાર;
દુદો હમીર મારિયા, સોરઠના શણગાર.'



( ગિરનાર પરનો રા' ખેંગારનો મહેલ )

આખરે એક ખરા વીરને છાજે એવા યુદ્ધમાં જૂનાગઢને રા' પડયો અને સિદ્ધરાજ રાણકદેવડીને શોધતો મહેલમાં ગયો. રાણકદેવડી પોતાનાં બે દૂધમલીયાં બાળકો માણેરો અને ડગાયચા સાથે મહેલ બહાર નીકળી; પરંતુ તે પતિવ્રતા સ્ત્રી આધિન થઇ નહીં અને સિદ્ધરાજની ઇચ્છા બર આવી નહીં. રાજા ક્રોધાયમાન થયો અને તેનાં બે બાળકોને ઠાર કર્યાં. રાજાનું આ નીચ કૃત્ય જોઇ માણેરો જ્યારે રડવા માંડયો હતો ત્યારે રાણકદેવડી ગદ્‌ગદ્‌કંઠે વદી. હતી કે–

"માણેરા તું મરોય, મકર આંખ્યો રાતિયો;
કુળમાં લાગે ખોય, મરતાં મા ન સંભારિયે.

આ શબ્દો કોને ન પીગળાવે ?

સિદ્ધરાજે દેહલ વીહલને પણ ઠાર કર્યા કારણ કે જે ભાણેજોએ પોતાનાં મામાને દગો દીધો તે તેને ભવિષ્યમાં કેમ આવો દગો ન દે !

સિદ્ધરાજ રાણકદેવડી લઇ પાટણ આવ્યો ત્યાં તેને બહૂ સમજાવી; પરંતુ તે એકની બે થઇ નહિ. વિક્રાળ સિંહણની માફક ગર્જી તે વદી કે—

**સોરઠો**

'બાળું પાટણ દેશ, જિસે પટોળાં નીપજે,
ગરવો સોરઠ દેશ, લાખેણી મળે લોબડી.'

ભોગાવો નદીને તીરે વઢવાણ આગળ રાણકદેવડી સતી થઈ. સિદ્ધરાજે છેલ્લી કસોટી કરી અને ચિતા સળગાવવા અગ્નિ પણ આપવાની મનાઈ કરી ત્યારે સતિમાતાએ સૂર્યદેવની પ્રાર્થના કરી અને—

**સોરઠો**

'વાયો વાયુ સવાય, વાચે વેળૂ પરજળે,
ઉભો ત્યાં સિદ્ધરાય, સત જોવા સોરઠિયાણીનું.'

સિદ્ધરાજે પામરી રાણકદેવડી ઉપર નાંખી ત્યારે તે સાધ્વી સ્ત્રીએ તે પાછી ફેંકી અને કહ્યું કે 'જો આવતા ભવમાં તારે મારા સ્વામી થવું હોય તો હવણાં મારી સાથે તું બળી મર' પણ સિદ્ધરાજે ના કહી.

સિધ્ધરાજની મોટાઇમાં રાણકદેવડીની કહાણી એક ચંદ્રનાં કલંક રૂપ છે અને 'રાજ્યમદ' કેવાં ઘેલાં તથા અણઘટતાં કૃત્યો કરાવે છે તેની સાખ પૂરે છે.

બીજી કરૂણરસ કહાણી સહસ્ત્રલીંગ તળાવ સાથે ગૂંથાયલી છે.

ઇ. સ. ૧૧૦૦ માં સિદ્ધરાજે પાટણને પાદરે સહસ્ત્રલીંગ તળાવ ખોદાવવા માંડ્યું. ત્યાં એક હજાર શિવની દેરીઓ બંધાવી તેથી તે સહસ્ત્રલીંગ નામે ઓળખાય છે. આ તળાવ ખોદવા માટે માળવાનાં ઓડ અને ઓડણો આવ્યા હતાં તેમાંની એક **જસમા** કરીને ઓડણ ઘણી રૂપવંતી હતી. તેનાંથી રાજા આકર્ષાયો અને મોહિત થયો અને પોતે પરણવા ઇંતેજારી બતાવી. પરંતુ ઓડણ પતિવ્રતપરાયણ હતી. તે અને તેનો પતિ **ત્રીકમ** પોતાનાં છોકરાને ઝાડની ડાળે પારણું બાંધી દિવસભર મજૂરી કરતાં અને સુખી જીવન ગાળતાં. લોકગીતની સિદ્ધરાજ અને જસમા વચ્ચે થએલાં સંવાદની પંક્તિઓ હાલ પણ જ્યારે સ્ત્રીઓ ગાય છે ત્યારે નવું રકત વહે છે અને ઓડણનું સાદું અને પવિત્ર જીવન મોટા સિદ્ધરાજની લઘુતા પ્રગટ કરે છે.

**સિદ્ધરાજ***—" જસમા રાજાના દરબારો તેં દીઠા નથી રે,
તેમાં બાગ બગીચા ખીલે ફુલ ગુલાબ
મોટા હોજ ફુવારા ઉડે આવે જોસથીરે.

*એક લોક ગીતમાંથી ઉદ્ધૃત.

**જસમા**—રાજા જંગલ આગળ બાગ બગીચા ધુળ છે રે
જેવો સુરજ આગળ તારાનો ઝળકાટ
મારા જંગલની મોજો તો મોંઘે મુલ છે રે.
( બા. ભા. ભટ્ટનાં લોકગીતમાંથી )

છેવટે જ્યારે રાજાની કુદૃષ્ટિ ઓડ લોકોએ જાણી ત્યારે તેઓ પ્રાતઃકાળે વ્હેલા ઉઠી પોતાને પંથે પડયા. પરંતુ સિદ્ધરાજ આ વાત જાણી પાછળ પડયો અને ત્રીકમને માર્યો. એમ છતાં જસમા એકની બે થઈ નહિ, ત્યારે રાજાએ ધમકી આપી કહ્યું કે તારા નાના બાળકના ટૂકડે ટૂકડા કરી નાખીશ. પરંતુ પતિપરાયણ સ્ત્રી સિંહણસમી ધુરકી ઉઠી અને રાજાની કેડ ઉપરની કટાર લઇ પોતાનાં હૃદયમાં ભોંકી તેણે પ્રાણ તજ્યો અને પોતાનાં પતિ સાથે સ્વર્ગે સંચરી. મરતાં મરતાં ઓડણે શાપ આપ્યો કે સહસ્ત્રલીંગ તળાવમાં પાણી રહેશે નહીં ને ધૂળ ઉડશે. સહસ્ત્રલીંગ તળાવ હાલ ખંડેર હાલતમાં પડયું છે.

" ખંજર નિજ ઉદરમાં જશમાએ ભોંકી દીધું રે,
હાં ! હાં ! કરતો રાજા સ્તબ્ધ થયો તે ઠામ
એનું રાજતેજ નિસ્તેજ બની ગયું આ સમેરે.
" પાણી તળાવ એ તારામાં નહિ ટકશે કદી રે,
પુરૂં બંધાયલું નહિ જોશે નિરધાર "
એવો શ્રાપ આપીયો જશમાએ છેલ્લી ઘડીરે.
કીર્તિ જશમાની આ ગુજરાતે ગાજી રહી રે,
સતીએ પતિસહ કીધો સ્વર્ગ વિષે સંચાર,
રાજા હાથ ઘસંતો વીલે મુખ પાછો ફર્યો રે. "
( ઉ. જ. સ્માર્તના લોકગીતમાંથી )

પરંતુ જે કૃત્યોથી સિદ્ધરાજની કીર્તિ દિગંતમાં ફેલાયલી હતી તે તેની વિદ્વાનોની કદરમાં જણાઈ આવે છે. **હેમાચાર્ય** જેવા જૈન પંડિતને પણ રાજા તરફથી સારૂં સન્માન મળ્યું હતું. વળી તેણે ઠેકઠેકાણે કુવા વાવ તથા દહેરાં બંધાવ્યા હતા અને રાજ્યમાં સારો બંદોબસ્ત ઝમાવ્યો હતો.

સિદ્ધરાજના વખતમાં ગૂજરાત પૂર્ણ જાહોજલાલીએ હતું. લોકો સુખી હતા. અને રાજા ન્યાયી હતો અને ઘણા કનડગત કરો ન હતાં. સિદ્ધપુરનો જાત્રાવેરો તેણે બંધ કર્યો હતો. અને વિદ્વાનોને સારા પ્રમાણમાં આસરો આપ્યો હતો.

સિદ્ધરાજનાં પરાક્રમ સાથે **જગદેવપરમારની કથા** ગૂંથાયલી છે. તે ધારાનગરીનાં ઉદયાદિત્યનો કુંવર હતો અને આપકર્મી હોઇ નોકરીની શોધમાં નીકળ્યો હતો. સિદ્ધરાજે તેનું પાણી જોઇ તેને આશરો આપ્યો અને જગદેવે શિરસાટે સિધરાજની સંપૂર્ણ સેવા બજાવી અને તેથી તેનો માનીતો થઇ પડ્યો.

એવી દંત કથા છે કે દરરોજનો ૧૦૦૦] રૂપીયાનો પગાર કરી રાજાએ તેને અંગ રક્ષક નીમ્યો હતો. એક વખત સિધરાજની ભાગ્ય વિધાતા અશ્રૂ સારતી શહેરબહાર જગદેવનાં સાંભળવામાં આવી. તેણે તપાસ કરી તો માલૂમ પડ્યું કે તે પાટણની દેવી વિદ્વાનોનાં આશરા રૂપ રાજાના અકાળે થનારા કાળને લઇને અશ્રૂ સારતી હતી. આથી જગદેવ પોતાનો, પોતાની સ્ત્રીનો અને પોતાનાં છોકરાનો ભોગ આપવા તૈયાર થયો અને રાજાને ૪૨ વર્ષનું આયુષ બક્ષ્યું. આ વાતમાં ગમે તે સત્ય હોય; તોપણ સિધરાજ પાસે આવા નિમકહલાલ નોકરો હતા અને રાજા આવા વીરનરોની કદર કરી જાણતો એટલું તો આ વાતમાં તથ્ય જણાશે. જગદેવે સિધરાજને રાજની હદ વધારવામાં પુષ્કળ મદદ કરી હતી.

## સિદ્ધરાજ " સિદ્ધ ચક્રવર્તિ "

મહારાજા સિદ્ધરાજે મૂળરાજને અગ્નિદાહ કરેલી જગ્યા ઉપર ત્રિપુરૂષપ્રાસાદ બંધાવ્યો. શ્રીસ્થળમાં રૂદ્રમહાલય સમરાવ્યો, સહસ્ત્રલીંગ તળાવ ખોદાવ્યું અને જૈન દેવળો ઉપર પણ ધ્વજા ફરકાવવાની રજા આપી હતી. તેની કીર્તિ દિગંતમાં ફેલાઈ હતી; તે સદ્ગુણનો ભંડાર હતો અને ચાકરોને કલ્પવૃક્ષ સમ હતો. ઉદારતા વખતે મેઘની માફક વર્ષતો અને રણસંગ્રામમાં સિંહ જેવો હતો. રાત્રીએ તે નગરચર્ચા જોતો. કવિઓ અને વિદ્વાનોને પ્રોત્સાહન આપતો અને પોતાની કીર્તિ અમર રાખવા તેણે પુષ્કળ જલાશયો અને દેવાલયો બંધાવ્યા હતા. માટેજ તેને વિષે કહેવાય છે કેઃ—

महालयो महायात्रा. महास्थानं महासरः ।
यत्कृतं सिद्धराजेन क्रियते तन्न केनचित् ॥

રાસમાળાના લેખક ફાર્બસ સાહેબ લખે છે કે " સિદ્ધરાજની વર્ણનકમાં ગમે તે ખાંપણ હોય, તથાપિ એકંદરે તે હિંદુરાજાઓમાં ઉંચી પદવિને યોગ્ય છે એમાં કાંઇ શંકા છેજ નહિ. તે શૂરવીર, વીર્યવાન અને સાહસિક રાજા હતો, અને ઇતિહાસ લખનારાઓએ તેને ' ગુજરાત દેશનો શૃંગાર અને ચાલુક્ય વંશનો દીપક ' કરીને લખ્યું છે તે ઘટિતજ છે. " તેનાં રાજ્યનો વિસ્તાર ઘણો વધ્યો હતો. ઉત્તરમાં આબુની પેલીમેર સુધી, સોરઠ અને માળવા અને દક્ષિણમાં મેરૂતુંગનાં અભિપ્રાય મુજબ કોલ્હાપુરનાં રાજ્ય સુધી હતો.

સિદ્ધરાજે ઇ. સ. ૧૦૯૪ થી ૧૧૪૩ સુધી રાજ્ય કર્યું અને ગુજરાતને વેપારકળાએ સમૃધ્ધ કર્યો. કુમુદચંદ્ર અને હેમાચાર્ય જેવા વિદ્વાન જૈનોને સત્કાર્યા અને પોતાની કીર્તિ અમર કરી. સિંહ સંવત્સર પણ *સિધ્ધરાજની કીર્તિની યાદ આપે છે.

* આ રાજા સધરાજેસંગ નામે પણ ઓળખાય છે.

સિધરાજને પુત્ર ન હોવાથી તેની ગાદી કુમારપાળને મળી. કુમારપાળ સિધરાજનાં ઓરમાન કાકાનો પ્રપૌત્ર હતો.

**કુમારપાળ**

ભીમદેવ ૧ લાને બકુલાદેવીથી ત્રણ પુત્રો થયા; ક્ષેમરાજ. કરણ અને મૂળરાજ. ક્ષેમરાજનો દેવપ્રસાદ અને દેવપ્રસાદનો ત્રિભુવનપાળ પુત્ર થાય. અને ત્રિભુવનપાળને ત્રણ કુંવરો અને બે કુંવરીઓ નામે–મહીપાળ, કીર્તિપાળ, કુમાર પાળ, પ્રેમળદેવી અને દેવળદેવી હતાં. પ્રેમળદેવી કાનદેવ નામના એક સામંતને પરણી હતી. અને દેવળદેવી સાંભરના રાજા અર્ણોદયને વરી હતી. સિધરાજને પુત્ર ન હતો તેને કુમારપાળ ગાદીએ આવે એ વાત ન ગમતી. કુમારપાળને સંતાતા ફરવું પડતું હતું. સિધરાજનાં અવસાનનાં સમાચાર મળ્યા એટલે કુમારપાળ પાટણ આવી ગાદીએ બેઠો. તેને ઉદયન મંત્રી અને હેમાચાર્ય ગુરૂ હતા અને તેઓ જૈન હોવાથી રાજાએ અંગીકાર જૈન ધર્મ માન્યો. ઉદયનનાં પુત્ર વાગ્ભટ્ટને નાયબ દિવાન નિમ્યો. સજ્જનકુંભાર અને ભીમસિંહ વિગેરેએ એને દુઃખના દિવસોમાં મદદ કરી હતી. તેનો પણ ઉપકાર ભૂલ્યો નહિ. દેવશ્રી નામની વાણીયણે એને એકવાર ગાદીમાં બેસાડયો હતો. તેથી તેને હસ્તે રાજતિલક કરાવ્યું અને વોસિરિ નામનો બ્રાહ્મણ જેણે એનું કુટુંબ સાચવ્યું હતું તેને લાટ દેશનો હાકેમ બનાવ્યો.

સાંભરના રાજા અર્ણોરાજે ગુજરાત ઉપર ચઢાઇ કરી; પરંતુ તે હાર્યો. અર્ણોરાજને ઉશ્કેરનાર ઉદયન મંત્રીનો બીજો પુત્ર આહડ હતો અને તે ધારતો કે કુમારપાળના જુના સામંતો તેનાં પક્ષમાં ભળશે એટલે ગુજરાત સર થશે. પરંતુ કુમારપાળ પંડે યુધે ચડયો. જેથી અર્ણોરાજ હાર્યો અને ઘવાયો. નાગોરના રાજા આન્નને પણ વશ કર્યો.

આ અરસામાં કોંકણના રાજા મલ્લિકાર્જુનની ખ્યાતી બહુ વધી હતી. તે કુમારપાળથી સહન ન થઇ અને આમ્રભટ્ટને કોંકણ જીતવા

મોકલ્યો. આમ્રભટે મલ્લિકાર્જુનને હરાવ્યો જેથી રાજાએ 'રાજપિતામહ' નો ખિતાબ જે મલ્લિકાર્જુન ધારણ કરતો તે આમ્રભટ્ટને બક્ષ્યો.

વળી ઉદયન મંત્રીના ત્રીજા પુત્ર ચાહડને સાંભરના રાજા ઉપર ચઢાઇ કરવા મોકલ્યો. **ચાહડે** નગર સર કર્યું અને વણકરોને પકડી આણી પાટણમાં વસાવ્યાં. આથી રાજા ઘણો ખુશ થયો.

કુમારપાળે જૈનનાં ઘણાં દહેરાંઓ ચણાવ્યાં તથા સોમનાથનું દેવળ સમરાવ્યું હેમાચાર્યને રાજ્યગુરૂ ઠેરવ્યા તથા અન્ય વિદ્વાનોને સારૂં માન આપ્યું. તેના રાજ્યમાં રામચંદ્ર અને ઉદયન પંડિતો હતા. કુમારપાળનાં વખતમાં રાજ્યની હદ ઉત્તરમાં તુર્કદેશ સુધી હતી. કુમારપાળને **'અવંતીનાથ'** બિરૂદ મળ્યું હતું. ( માળવા અને સાંભરના રાજા ઉપર જીત મેળવવા માટે) હેમાચાર્ય જૈનધર્મના પ્રખર વિદ્વાન હતા. ઇ. સ. ૧૦૮૯ માં ધંધુકામાં એનો જન્મ થયો. એના પિતાનું નામ ચાચિંગ અને માતાનુ નામ પાહિનું હતું. દેવચંદ્ર નામના જૈન આચાર્યને હસ્તે ઉછર્યો હતો. વીસ એકવીસ વર્ષની ટુંક વયમાં તેણે ઘણી વિદ્યા સંપાદન કરી અને મોટો વિદ્વાન ગણાવા લાગ્યો. એણે પ્રાકૃત વ્યાકરણ ( સિદ્ધહેમ ) રચ્યું છે. સિદ્ધરાજ પણ એને સન્માનતો. કુમારપાળે તો એને રાજગુરૂ નીમ્યો હતો. આચાર્યનું પ્રથમ નામ ચાંગદેવ અને પછીથી સોમદેવસુરિ હતું. પરંતુ આચાર્ય તરીકે તેઓ હેમચંદ્ર અથવા હેમાચાર્ય પંડિત તરીકે ઓળખાય છે. વળી એણે 'હેમીનામમાલા' અને 'અનેકાર્થ નામમાલા' અને દ્વયાશ્રય કોષ વિગેરે ગ્રંથો રચ્યા હતા. આત્મોપનિષદ્ અથવા યોગશાસ્ત્ર પણ રચ્યું.

**દ્વયાશ્રય અજયપાળ**

કુમારપાળને સંતાન ન હોવાથી તેના ભાઇ મહીપાળનો પુત્ર અજયપાળ રાજા થયો. આ રાજા જૈન ધર્મને ધીક્કારતો અને કેટલાંક જૈનધર્મના દહેરાં એણે તોડાવ્યા પણ ખરાં. કુમારપાળનાં કપર્દી નામનાં વિદ્વાન મંત્રીને એણે તેલકઢામાં નાંખી બૂરી રીતે મરાવ્યો. આથી આ

રાજા ઘાતકી ગણાવા લાગ્યો અને લોકોનો વિશ્વાસ ઉઠી ગયો. તેને રાજ્ય કરતાં લગભગ ત્રણવર્ષ પૂરા ન થયા એવામાં એનાં મહેલના **વિજયદેવ** નામનાં એક દ્વારપાળે તેને કટાર ભોંકી મારી નાંખ્યો અને આ પ્રમાણે તેને પોતાના બૂરાં કૃત્યોનું ફળ મળ્યું.

**બાળ મૂળરાજ**

**અજયપાળ** પછી તેનો કુંવર મૂળરાજ ગાદીએ બેઠો. તે બાળ મૂળરાજ નામે ઓળખાય છે. રાજ્યના બંદોબસ્તનું કામકાજ તેનો કાકો ભીમદેવ રાખતો અને મૂળરાજની માતા **નાયકિદેવી** રાજકારભાર ચલાવતી.

ઈ. સ. ૧૧૭૮ માં અફઘાનિસ્તાનથી મહમદ ઘોરી ગુજરાત પર ચઢી આવ્યો. ભીમદેવે તેને હરાવી નસાડયો. આ વખતે સમરાંગણનાં મેદાનમાં ડુંગર ઉપર બેસી બાળ મૂળરાજને ખોળામાં લઈ રાજમાતા સૈનિકોમાં ઉત્સાહ અને શૌર્ય પ્રેરતી હતી. તેનું પરિણામ એ આવ્યું કે યવન લશ્કરનો ઘાણ નીકળી ગયો અને ઠેઠ કાબૂલના દરવાજા સુધી માર ખાતા ખાતા યવનોને ન્હાસવું પડયું.

**ભીમદેવ બીજો અથવા ભોળોભીમ**

અજયપાળ પછી તેનો કાકો ભીમદેવ ગાદીએ આવ્યો. તે ઉતાવળીઓ અને અવિચારી હતો જેથી ઇતિહાસમાં ભોળા ભીમને નામે ઓળખાય છે. જ્યારથી મહમૂદ ઘોરીએ ગુજરાત ઉપર સ્વારી કરી ત્યારથી ગુજરાતની પડતીનાં દુંદુભી વાગવા લાગ્યા. રજપૂતો વીર્યવાન હોવા છતાં માંહો માંહે સંપ રાખવાને બદલે કુસંપી બન્યા. અને તેનું પરિણામ એ આવ્યું કે મુસલમાનો ફાવ્યા.

આ વખતે ઉત્તર હિંદુસ્તાનમાં રાજપુત રાજ્યો હતાં. દિલ્હીમાં મહારાજાધિરાજ અનંગપાળનું; ( સાંબર ) અજમેરમાં ચોહાણનું અને

કનોજમાં રાઠોડનું અને આબુગઢમાં જેતસી પરમારનું રાજ્ય હતું. આ રાજ્યો માંહોમાંહે કેમ લઢ્યા તે જાણવું આવશ્યક છે.

કનોજના રાઠોડ રાજા જયપાળે દિલ્હીનાં તુંવર રાજા અનંગપાળ ઉપર સ્વારી કરી. એ પ્રસંગે સાંભર ( અજમેરનાં ) ચોહાણ રાજા આનંદદેવનાં કુંવર સોમેશ્વર દિલ્હીપતિની કુમકે ગયો અને રાઠોડને મારી હઠાવ્યો. આથી દિલ્હીપતિએ ખુશ થઈ સોમેશ્વરને પોતાની કુંવરી પરણાવી. આ લગ્નથી પુત્ર થયો તે પૃથુરાજ નામે ઓળખાય છે. દિલ્હીપતીને છોકરો ન હોવાથી તેણે પૃથ્વીરાજને દત્તક કર્યો અને પૃથુરાજ દિલ્હી અને અજમેરનો ધણી થયો.

આપણે ઉપર જોઇ ગયા કે આ વખતે ગુજરાતમાં લોહાંગી ચૌલુક્ય રાજા ભોળો **ભીમ** હતો. એનું મન જૈન ધર્મ ભણી વળેલું હતું અને તેને સલાહ આપનાર અમરસી નામે જૈન જતી હતો. બન્ને અભિમાની અને અવિવેકી હતા.

આબુગઢમાં જેતસી પરમાર રાજ્ય કરતો હતો એને ઇચની કરીને એક ફુટડી કુમારી હતી. એ કન્યાનો પૃથુરાજ જોડે વિવાહ થયો હતો છતાં ભોળા ભીમે તેનું માંગું કર્યું. પરમાર રાજાએ એ સ્વીકાર્યું નહિ અને ભીમે આબુ ઉપર ચઢાઇ કરી અને તે જીત્યું. પછી ફોજને અજમેર જીતવા મોકલી. અજમેરનો રાજા સોમેશ્વર મરાયો અને ભીમદેવ જીત મેળવી ગુજરાત પાછો ફર્યો. બાપનું વેર લેવાને પૃથ્વી-રાજે ગુજરાત ઉપર ચઢાઇ કરી. આ લાગ જોઇ મુસલમાન લશ્કર શાહબુદ્દીન ઘોરીની સરદારી હેઠળ ચઢી આવ્યું. ચોહાણોએ ઘોરી અને ગુર્જર બંન્નેને હરાવ્યા. આ જીત મેળવી પૃથુરાજ દિલ્હી પાછો ફર્યો એટલે શાહબુદ્દીન પાછો ઇ. સ. ૧૧૯૧ માં ચઢી આવ્યો.

હવે બીજો એક કમનસીબ બનાવ એ બન્યો હતો કે પૃથુરાજ દિલ્લીનો વારસ થયો એ વાત કનોજના રાઠોડ રાજા **જયચંદને** ન ગમી. મહારાજ અનંગપાળે પોતાની એક પુત્રીનો વિવાહ કનોજના **વિજયપાળ** સાથે કર્યો હતો. તેનો પુત્ર તે દેશદ્રોહી **જયચંદ.** તેમાં વળી જયપાળને સંયુક્તા નામની કુમારિકા હતી. તેનો સ્વયંવર થયો. પૃથુરાજને દરવાનનું કામ સોંપવાવામાં આવ્યું. પૃથુરાજ હાજર ન રહેવાથી દ્વાર આગળ તેનું પુતળું કરી ગોઠવ્યું. સંયુક્તા મનથી પૃથુરાજને વરી ચૂકી હતી. **સંયુક્તાએ** પૃથુરાજના પુતળાને વરમાળા આરોપી. એટલે પૃથુરાજ ઘોડા ઉપર આવી તેનું એકદમ હરણ કરી ગયો. જ્યારે દિલ્હી ઉપર શાહબુદ્દીન ઘોરી ચઢી આવ્યો ત્યારે બધા રજપૂત રાજાઓને કુમકે બોલાવ્યા. પરંતુ જયચંદ દગો રમ્યો અને ફૂટયો અને પોતાનાં હાથે કૂહાડી પોતાનાં પગ ઉપર મારી અને ભારતવર્ષની સ્વતંત્રતા પોતાનાં સ્વલ્પવેરને ખાતર હોમી અને પૃથુરાજ સ્હામું વેર લેવા તેની અંતની વખતે મદદ ન કરી. પરિણામે યુદ્ધમાં શૂરો પૃથુરાજ હાર્યો અને કેદ પકડાયો. જયચંદની નીચ યુક્તિથી દિલ્હી મુસલમાનને હાથ ગયું અને રજપૂતોમાં જે તડ પડી તે કદાપી ન સંધાઇ. બીજેજ વર્ષે એટલે ઈ. સ. ૧૧૯૨ માં શાહબુદ્દીને કનોજ અને વણારસનાં રાજ્યો જીતી લીધાં. દેશદ્રોહી જયચંદ જળમાર્ગે ન્હાસી છૂટતો હતો તેવામાં તેનું નાવડું ડૂબી ગયું અને આ પ્રમાણે ઇશ્વરે તેને કૃતઘ્નતાનો બદલો મળ્યો.

મહારાજા પૃથુરાજ સાથે તેનાં શૂરા સામંત કવિ **ચંદ** બારોટ અને ચંડપુંડીરનાં નામો હંમેશ જોડાયલાં રહેશે. તેની મેવાડના રાજા સમરસિંહ સાથેની મૈત્રી પ્રશંસાપાત્ર નીવડી. મંદિરના પરિહારો અને પાટણનાં ચૌલુક્યો તથા કનોજનો જયચંદ વખતો વખત પૃથુરાજના કટ્ટા શત્રુઓ નીવડયા, છતાં ચિતોડનાં મહારાણા સમરસિંહની મૈત્રી લાભદાયી નીવડી. તેણે પૃથુરાજ ખાતર પોતાનું સર્વસ્વ ગૂમાવ્યું;

પૃથુરાજને સંયુક્તા સાથેનાં મોજવિલાસમાંથી ઢંઢોળ્યો અને પૃથુરાજ સાથે કેસરીયાં કરી તે વીર સમરાંગણમાં પડયો. હજી પણ ચંદબરદાયી વાંચતાં ઉન્હુ રક્ત વહે છે અને તત્સમયનું કુસુંપી ભારત દષ્ટિસમિપ આવી ઉભું રહે છે. સમરસિંહ સાથે તેનો શૂરો પુત્ર કલ્યાણસિંહ પણ મરાયો દષર્દ્વતી રકત વાહિની બની. રામસિંહની અર્ધાંગના કર્મદેવીએ એક વીર આર્ય રમણીને શોભે એવું શૂરાતન દાખવ્યું કુતુબુદ્દીનને અને એવો ફટકો માર્યો કે તે જીવ લઈ નાઠો. અને મેવાડ સ્વતંત્ર રાખ્યું.

ઈ. સ. ૧૧૯૯ માં શાહબુદ્દીનનો સરદાર કુતુબુદ્દીન ગુજરાત ઉપર ચઢી આવ્યો. ભીમદેવ વગડામાં જઇ નાઠો, પરંતુ કુતુબુદ્દીન દિલ્હી પાછો ફર્યો એટલે ભીમદેવ પાછો આવ્યો અને ગાદીએ બેઠો. ઇ. સ. ૧૧૯૬ માં ભીમદેવે મુસલમાનોને અજમેરમાંથી કાઢવા નાગોરના રાજાને સાથે લઈ અજમેર ઉપર ચઢાઈ કરી. કુતુબુદ્દીન અજમેર આવ્યો અને યુધ્ધમાં હાર્યો; પરંતુ શહાબુદ્દીનની મદદ તકસર આવી પહોંચવાથી હાર જીતમાં ફેરવાઇ ગઈ અને અણહિલપુર સર થયું. ભીમદેવ જીવ લઇ નાઠો; પરંતુ લાગ મળતાં પાછો ગુજરાતમાં આવી ગાદીએ બેઠો. જયંતસિંહ નામના એક સોલંકીએ અણહીલપુર ઈ. સ. ૧૨૨૪ માં કબજે કર્યું અને ભીમદેવને પાટણછોડી નાસી જવું પડયું. ત્રણ વરસ સુધી ભીમદેવ રખડયો. આખરે ગુજરાત પાછું મેળવ્યું.

ભોળા ભીમ પછી ત્રિભુવનપાળ ગાદીએ આવ્યો; પરંતુ આ ત્રિભુવનપાળ રાજા નબળો હોવાથી ધોળકાનાં વાઘેલા રાણા વિસળદેવે ગુજરાત જીતી લીધું અને સોલંકી વંશનો અંત આવ્યો.



# ૩
# વાઘેલાવંશ

સોલંકી (ચાલુક્ય) રજપૂતોની 'વાઘેલા' કરીને એક શાખા હતી. આ શાખામાં ધવલપ્રસાદ નામે એક સરદાર કુમારપાળનાં વખતમાં હતો. તેણે ધવલપુર (ધોળકા) વસાવ્યું અને પોતાની સત્તા ઝમાવી. તેનો પુત્ર અર્ણોરાજ કુમારપાળનો મશીઆઇ ભાઇ થાય. અર્ણોદેવનો પુત્ર લવણુપ્રસાદ ભીમદેવનો મંત્રી અને ધોળકા પરગણાંનો જાગીરદાર હતો. ભીમદેવનાં મરણ પછી લવણપ્રસાદે તથા તેનાં કુંવર વીરધવળે ગુજરાતનું રાજ્ય જીતી લીધું. વસ્તુપાલ અને તેજપાલ વીરધવળના પ્રધાનો હતા. આ પ્રધાનોની મદદથી વાઘેલાઓએ ગુજરાતનું રાજ્ય મેળવ્યું. વસ્તુપાળ અને તેજપાળે શેત્રુંજે, આબુ અને ગીરનાર, કુંભારિયા અને દેલવાડામાં સુંદર દહેરાં બંધાવ્યા. વીરધવળનો દેહ પડયો ત્યારે તેના શબ જોડે ૧૮૦ સેવકો બળી મૂઆ. વીરધવળ પછી તેનો કુંવર વીશળદેવ ગાદીએ બેઠો. વીશળદેવે નાગડ નામે બ્રાહ્મણને પ્રધાન બનાવ્યો અને એણે ગોધરાનાં દુર્લભ રાજાને હરાવ્યો. વળી ઇ. સ. ૧૨૪૧માં અણહીલપુર ઉપર ચઢાઇ કરી મહારાજા ત્રિભુવનપાળને ગાદીએથી ઉઠાડી મૂક્યો. અને પંડે ગુજરાતનો રાજા બન્યો. વીસનગર અને ડભોઇના કીલ્લા સમરાવ્યા અને તરકનામે એક તળાવ હીરા નામના કળીયાયે બાંધ્યું હતું. રાજાની માનીતી તેલાં નામની દાસીના નામથી આ તળાવ તેન તળાવ નામે ઓળખાય છે. હીરા કળીયાએ સારા પત્થરો આ

તળાવમાં વાપર્યાથી રાજાએ ગુસ્સે થઇ તેને જીવતોજ કિલ્લામાં ચણાવી લેવાનો હુકમ કર્યો. આ તળાવ ડભોઇ પાસે આવેલું છે.



શેત્રુંજય દશ્ય (પાલીતાણા)

ઇ. સ. ૧૨૬૪ ની સાલમાં લખાયલા લેખમાં વિશળદેવ પછી અરજુનદેવનું નામ છે અને અરજુનદેવ પછી લવણપ્રસાદ અને પછી સારંગદેવ અને તેની પછી ગુજરાતનો છેલ્લો રાજા કરણ થયો. વાઘેલાવંશનો આ છેલ્લો રાજા હતો, તે ઉતાવળીઓ અને રાજકાજમાં અવિચારી હોવાથી કરણવાઘેલો કે કરણઘેલો એ નામે ઓળખાય છે.

કરણરાજાની પડતીનું કારણ રાજમદ અને વિષયવાસના અને દુરાચાર લાલસા હતાં. તેને માધવ અને કેશવ નામે બે પ્રધાનો હતા. માધવની સ્ત્રી રૂપસુંદરી એક વખત કરણના જોવામાં આવી અને રાજા મોહાંધ બન્યો. પોતાની ઇચ્છા બર લાવવા માધવને ઘોડા ખરીદવાના નિમિત્તે કચ્છ મોકલ્યો. અને પછી રૂપસુંદરીના મહેલમાં માણસો મોકલ્યાં. કેશવે તેનો બનતો બચાવ કર્યો અને ઘવાયો અને માર્યો ગયો. કેશવની સ્ત્રી ગુણસુંદરી તેની પાછળ સતી થઇ. રૂપસુંદરીને બળાત્કારથી રાજાનાં મહેલમાં લઇ જવામાં આવી. જ્યારે માધવ પાછો ફર્યો ત્યારે ઘણોજ ઉશ્કેરાયો અને તેનાં શરીરમાં વેરનો પ્રચંડ અગ્નિ પ્રગટી રહ્યો અને ગુજરાતને જીતવાનું આમંત્રણ કરવા તે દિલ્હી ગયો.

દિલ્હીમાં આ વખતે અલ્લાઉદીન બાદશાહ હતો. ઇ. સ. ૧૨૯૭માં તેણે અલફખાન તથા પોતાનાં પ્રધાનને ગુજરાત જીતવા મોકલ્યાં. કરણ રાજા સ્હામે થયો; પરંતુ છેવટે પડયો. પાટણ પછી મુસલમાનોએ ખંભાત સર કર્યું અને ત્યાંથી મલેક કાફૂર નામથી પ્રસિદ્ધ થએલ ગુલામને પકડી દિલ્હી મોકલાવી દીધો. સોમનાથનું દેવળ તોડયું અને જૈનોનાં દહેરાં પણ તોડયાં. અલફખાનને સુબો નીમી અલ્લાઉદીનનું લશ્કર પાછું ફર્યું.

આ ઝપાઝપીમાં કરણની રાણી કૌલાદેવી મુસલમાનોને હાથ ગઇ અને દિલ્હીમાં તે બાદશાહની માનીતી બેગમ બની. કરણને રાજ

આવ્યા પછી આમ તેમ બહૂ અથડાવું પડયું. બાગલાણ તેને છૂપાઇ રહેવાનું સ્થાન બન્યું. કરણને આ વખતે મૂખ્ય ચિંતા પોતાની કુંવરી દેવળદેવીને પરણાવવાની હતી અને તેનાં લગ્ન દેવગઢના મરાઠા રાજા સાથે નક્કી કર્યાં.

પરંતુ કરણરાજાની કરૂણ કથા આટલેથી સમાપ્ત થઈ નહિ. દુઃખના વાદળો એક પછી એક ભૂખ્યા વરૂની માફક આવી ઘૂરકવા લાગ્યાં. કૌલાદેવી જે બાદશાહની બેગમ બની હતી તેણે મલેક કાફૂર જોડે કહાવ્યું કે મારી દેવળદેવી નામની છોકરીને પણ લેતા આવજો. દેવળદેવી દેવગિરિનાં યાદવરાજા રામદેવ જોડે પરણવાની તૈયારીમાં હતી તેવામાં મુસલમાનો તેને પકડી દિલ્હી લઈ ગયા અને શાહજાદા ખીજરખાન જોડે પરણાવવામાં આવી. આ પ્રમાણે મા દીકરી બન્ને વટલી મુસલમાન થઇ; કરણ આ કારી જખમોના દુઃખથી જર્જરિત થઇ ગયો અને ડુંગરોમાં રવડી રઝડી મરણ પામ્યો. આ પ્રમાણે કરણ જતાં ગુજરાતનાં સ્વાતંત્ર્યનો સૂર્ય અસ્ત થયો અને ગુજરાત ઉપર દિલ્હીના પાદશાહ તરફથી મોકલાયલાં મુસલમાની સુબાઓની સુબાગિરી શરૂ થઈ. દેશ અસ્તવ્યસ્ત બન્યો. કેટલાંક ન્હાનાં રજપૂત રાજાઓએ મુસલમાન સુબાઓ સ્હામે બંડ કર્યાં. મુસલમાનોએ દેવળો તોડી મસીદો ચણાવવામાં મોટાઈ અને ધર્મ ગણ્યો. ગુજરાતની સ્વતંત્રતા નષ્ટપ્રાય: થતાં કલામય જીવન શુષ્ક થઇ ગયું અને હુન્નરો તથા વેપારો નષ્ટ થતાં ગયાં. ગુજરાત પરાધીન થતાં અણહીલપુરનાં હિંદુ રાજ્યની સમાપ્તિ થઇ.

કયાં છે હાલ તે પાટણ અને ચાંપાનેરની જાહોજલાલી ? હાલ તો ફક્ત તેનાં ખંડેરો જોવામાં આવે છે અને કુસંપથી થતી પાયમાલી અને તેથી થતી દેશની દુર્દશા પ્રત્યક્ષ થાય છે.

# પ્રકરણ ૬ ઠું.

## મુસલમાની રિયાસત

(૧)

### પાછળનાં પ્રકરણોનો સાર

[મહમદ ગઝનવીએ સોમનાથ ઉપર ચઢાઇ કરી ૧૦૨૪–૨૬. શાહબુદ્દીનઘોરીને અણહિલવાડ પાટણનાં ભીમદેવ બીજાએ હરાવ્યો. ૧૧૭૮ અને તેનું વેર વાળવાને કુતુબુદ્દીન ઐબાકે ભીમને હરાવ્યો ૧૧૯૪.]



ગુજરાતમાં મુસલમાની રિયાસત લગભગ ૪૫૦ વર્ષ ચાલી. એનાં મૂખ્ય ત્રણ વિભાગ પાડી શકાય. (૧) ખિલજી તથા તઘલખ બાદશાહનો સમય. (૨) અમદાવાદનાં સુલતાનોનો અમલ અને (૩) મોગલ બાદશાહોનો અમલ.

દિલ્હીનાં બાદશાહ અલ્લાઉદ્દીન ખીલજીએ પોતાનાં સરદાર અલફખાનને વજીર નસરતખાન જોડે અણહિલવાડ જીતવા મોકલ્યો (૧૨૯૭) ને તેણે શહેર જીતી લીધું અને કરણ વાઘેલાને હાંકી મૂકયો. કરણરાજા દેવગઢનાં રાજા રામદેવને શરણે ગયો. મૂસલમાનોએ ખંભાત લીધું અને નવો હાકિમ મૂકી તેઓ પાછા દિલ્હી ગયા. આ વખતથી

ગુજરાત મુસલમાન હાકમી તળે આવ્યું. અલફ્ખાને વખતો વખત ગુજરાત ઉપર સ્વારીઓ કરી અને મુસલમાની સત્તા ઝમાવી. કાન્હડદે પ્રબંધ પ્રમાણે તેણે સોમનાથ લૂટયું અને ચોહાણો પાસેથી ઝાલ્હોર પણ જીતી લીધું.

**અલફ્ખાન** અલફ્ખાને વીસ વર્ષ ગુજરાતમાં નવાબી કીધી. પાછળથી અલાઉદીન બાદશાહે મલેક કાપુરની સલાહથી તેને દિલ્હી તેડી મારી નંખાવ્યો. ત્યાર પછી

**ઝફ્રરખાન** બાદશાહે પોતાનાં સસરા ઝફરખાનને મોકલ્યો. ઝુફરખાને સારૂં ગુજરાત તાબે કીધું; પરંતુ બાદશાહે એને બોલાવી લીધો.

**હિરસામુદ્દીન પરમાર** ત્યાર પછી હિંદુ સરદાર હિરસામુદીન ઝફરખાનની જગ્યાએ આવ્યો. તેણે દિલ્હીનાં બાદશાહ સ્હામે બંડ કર્યું. તેથી કેટલાંક સરદારોએ તેને પકડી દિલ્હી મોકલાવી દીધો. પછીથી મલિક વાજીદુદ્દીન કુરેશી ગુજરાતમાં આવ્યો અને તેણે શાંતિ ફેલાવી.

પછીથી મલિક ખુસરૂ ગૂજરાતનો સુબો ઠર્યો. તેણે મુબારક ખિલજીને ઈ. સ. ૧૩૨૦ માં મારી નંખાવ્યો અને પોતે બાદશાહ થઇ પડયો. પંજાબનાં સુબા ગ્યાસુદ્દીન તઘલખે તેને હરાવી મારી નંખાવ્યો અને પોતે દિલ્હીનાં તખ્તાસને બેઠો. ગ્યાસુદ્દીન તઘલખે ઇ. સ. ૧૩૨૦ માં તાજુલ્મુલ્કને ગુજરાતનો સુબો નીમ્યો. મહમદ તઘલખ જ્યારે બાદશાહ થયો ત્યારે તેણે અહમદ અયાઝ અને મલિક મુકિબલ અને નિઝામુલ્મુલ્કને સુબાઓ તરીકે નીમ્યા.

ઇ. સ. ૧૩૫૧ માં ફિરોજ તઘલખ દિલ્હીની ગાદીએ બેઠો. તેણે ઝફ્રરખાન નામનાં સરદારને સૂબો ઠેરવ્યો અને તે મરી ગયો

ત્યારે તેનો પુત્ર દરિયાખાન ગુજરાતનો સુબો થયો. બાદશાહને ગુજરાતની વસુલ ઓછી થઈ ગએલી લાગવાથી શમસુદીન દરધાનીને સુબો નીમ્યો. તેણે જૂલમ બહુ ગુજાર્યો તેથી તે માર્યો ગયો. પછીથી ગુજરાતની સુબાગિરી **ફર્હતુલમુલ્ક રાસ્તખાનનાં** હાથમાં આવી.

તઘલખ વંશનાં રાજાઓ નબળા થવાથી ફર્હતુલ્મુલ્ક સ્વતંત્ર થવા પ્રયત્ન કરવા લાગ્યો. આ સુબાએ હિંદુધર્મ તરફ પોતાનું સારૂં વલણ બતાવ્યું જેથી મુસલમાનો નારાજ થયા. દિલ્હીનાં બાદશાહ નાસરૂદીન મહમદે આ ફરીઆદ સાંભળી **ઝફરખાન** નામનાં એક અમીરને ગુજરાતનો સુબો નીમી મોકલ્યો.

**ઝુફેરખાન અને મહમદશાહ**

ઝુફરખાને ગુજરાતમાં સારો બંદોબસ્ત રાખ્યો. ઈ. સ. ૧૩૯૩માં ઇડરનાં રાવને તેણે તાબે કર્યો. ઈ. સ. ૧૩૯૪માં જૂનાગઢ ઉપર સ્વારી કરી અને ખંડણી કબૂલ કરાવી. અને સોમનાથ પાટણ ઉપર સ્વારી કરી દેવળનો નાશ કર્યો. વળી તેણે માંડુનાં રજપૂત રાજા ઉપર અને અજમેર–સાંભર તથા વઢવાણનાં રાજાઓ ઉપર સ્વારીઓ કરી અને દેલવાડા અને ઝાલાવાડનાં રાજાઓને પણ નમાવ્યા. ઈ. સ. ૧૩૯૭ માં ઝુફર ખાને ઇડર ઉપર ચઢાઈ કરી. પરંતુ તેને ખબર પડી કે **તૈમૂરલેન** ચઢી આવે છે તેથી તેણે ઇડરનાં રાવ સાથે સલાહ કરી. વળી ઇ. સ. ૧૩૯૮ માં સોમનાથ ઉપર ચઢાઈ કરી અને ત્યાં મુસલમાની ધર્મ સ્થાપ્યો. આ વખતે ગુજરાતમાં અવ્યવસ્થા હોવાથી **ઝફરખાન** સ્વતંત્ર થઇ પડયો. પણ ઈ. સ. ૧૪૦૩ માં તેણે દિલ્હીનાં બાદશાહની આણ ઉલંઘી પોતાનાં દિકરા તાતારખાનને નાસિરૂદ્દીન મહમદશાહ એ નામે ગુજરાતનો સુબો ઠેરવ્યો. મહમદશાહે અસાવલને રાજધાની બનાવી. પાટણ થઇ તે દિલ્હી ઉપર ચઢવાની તૈયારી કરતો હતો તેવામાં તે માંદો પડી મરી ગયો.

આથી ઝુફરખાન મૂઝફ્ફરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેણે માળવા ઉપર ચઢાઇ કરી. કચ્છ તાબાનાં કંથકોટનાં રાજા ઉપર ચઢાઇ કરીને બીજે વર્ષે (૧૪૧૧માં) તે મરણ પામ્યો. અને તેનો દીકરો બાદશાહ થયો.

**મૂઝફ્ફરશાહ**
૧૪૦૭

અહમદશાહે આસા ભીલ ઉપર હૂમલો કરી તેને હરાવી તેનું આસાવલ લઇ તેનું નામ બદલી અમદાવાદ પાડ્યું. (ઇ. સ. ૧૪૧૩–૧૪). ઇ. સ. ૧૪૧૪ માં તેણે ગિરનારનાં રાજાને હરાવ્યો. અને માળવે જઇ હુશંગને હરાવ્યો. બીજે વર્ષે ચાંપાનેરનાં ત્રિભુવનદાસને સજા કરવા ચઢાઇ કરી અને કીલ્લો સર ન થવાથી આસપાસનો મૂલક ઉજ્જડ કર્યો. ઇ. સ. ૧૪૨૫માં બાદશાહે માળવા ઉપર ચઢાઇ કરી મેસરનો કીલ્લો લીધો. ઈ સ. ૧૪૨૫માં ઇડરવાળાને હરાવ્યો અને ઇ. સ. ૧૪૨૭ માં હાથમતી નદી ઉપર અહમદનગરનો કીલ્લો બાંધ્યો. તેણે ફોજના પગાર બાબતમાં પણ કેટલોક સુધારો કર્યો કે અડધું નાણું રોકડું આપવું અને અડધી આપેલી જમીનની ઉપજ લેવી. ઈ. સ. ૧૪૪૧ માં તે મરણ પામ્યો.

**અહમદશાહ**
૧ લો.
ઇ. સ. ૧૪૧૧

મહમદશાહે ઇડરનાં વીરરાય ઉપર ચઢાઇ કરી પણ એણે પોતાની કુંવરી સાદીમાં આપવાથી તેનું રાજ્ય કાયમ રાખ્યું. ઇ. સ. ૧૪૫૦ માં એણે ચાંપાનેર ઉપર ચઢાઇ કરી; પરંતુ ફાવ્યો નહિ. કારણ કે ચાંપાનેરના ગંગાદાસને માળવાનાં મહમદ ખીલજીની સહાય હતી; મહમ્મદશાહ ગોધરા તરફ ગયો તેવામાં મહમદ ખીલજીએ ગુજરાત ઉપર કૂચ કરી, મહમ્મદ દીવ બાજી જતો હતો તેવામાં તેનાં

**મહમદશાહ**
**(ઝરબક્ષ)સોનું**
**આપનારો**

હિચકારાપણાને લઇને અમીરોએ તેને ઝેર દઇ મારી નંખાવ્યો. અને તેનાં પુત્ર જલ્લાલખાન ને કુત્બુદ્દીનશાહ નામથી ગાદીએ બેસાડયો.

**કુત્બુદ્દીનશાહ**
**૧૪૫૧–૧૪૫૯**

કુત્બુદીનશાહે કપડવંજ આગળ માળવાનાં સુલતાનને હરાવ્યો. ઇ. સ. ૧૪૫૪ માં અમદાવાદમાં કાંકરીયું તળાવ બંધાવ્યું. તેણે ચીતોડ ઉપર ઇ. સ. ૧૪૫૫ માં ચઢાઇ કરી માર્ગમાં આબુનો કીલ્લો સર કર્યો. રસ્તામાં રાણા સાથે લઢાઈ થઇ. રાણો હઠી રાજધાની તરફ પાછો ફર્યો એટલે કુત્બુદ્દીન રાજધાની ઉપર ચઢી આવ્યો, રાણાએ ખંડણી આપવાનું સ્વીકાર્યું જેથી કુત્બુદ્દીન ગુજરાત તરફ પાછો ફર્યો ઇ. સ. ૧૪૫૯ માં તે મરણ પામ્યો.

**દાઉદશાહ**
**૧૪૫૯**

કુત્બુદીનનાં મરણ પછી એનો કાકો દાઉદશાહ ગાદીએ બેઠો. એણે ફરીશ નામના એક સરદારને ઇમાદુલ્મુલ્ક નામ આપી મોટો અમીર અને સલાહકાર બનાવ્યો જેથી બીજા અમીરો ગુસ્સે થયા અને સાત દિવસમાં તેને ઉઠાડી મૂકયો અને તેના નાના ભાઇ ફતેહ ખાનને મહમૂદશાહ નામ આપી તખ્તાસને બેસાડયો.

**મહમૂદ બેગડો**

મિરાતે સિકંદરીનો કર્તા વર્ણવે છે કે ' તે બળદના શીંગડા જેવી મૂછો રાખતો તેથી ' બેગડો ' કહેવાય છે. પરંતુ વાસ્તવિક રીતે જોતાં તેણે જૂનાગઢ અને પાવાગઢ એવા બે દૂર્જય ગઢો જીત્યા હતા તેથી એ ' બેગઢો ' નામે ઓળખાતો હોવો જોઇએ. મહમૂદ બેગડો અહમદ શાહને સિંધ ઠઠ્ઠાનાં જામની બેટી બીબી મુગલીથી થએલો મહમદશાહ તેનો પુત્ર હતો.

ઈ. સ. ૧૪૬૭માં એણે જૂનાગઢનાં રા'માંડલિક ઉપર ચઢાઈ કરી અને તાબેદારી કબૂલ કરાવી. રા'માંડલિકને માંડણ નામનો હજામ સલાહકાર હતો. દંતકથા એવી છે કે એણે ચારિણી રાણી નાગણની પુત્રવધુ ઉપર કુદષ્ટિ કરી તેથી સતીએ શાપ આપ્યો હતો કે જુનાગઢ પડશે. અને મુસલમાન મહમદશાહ દાખલ થઈ જશે. ઇ. સ. ૧૪૬૭માં બાદશાહે ફરીથી ચઢાઈ કરી. રાવ ગભરાયો અને કિલ્લાની કુંચીઓ આપી દઇ મુસલમાન થયો. સૌરઠનાં છેલ્લા રા'ને મુસલમાનોએ 'ખાનજહાન' (જગતનો ધણી) એવું નામ આપ્યું. મહમદશાહે જુનાગઢ સમરાવ્યું અને તેનું નામ 'મુસ્તફાબાદ' પાડી રાજધાની કરી. (૧૪૭૨-૭૩).

## ઈ. સ. ૧૪૮૪ ચાંપાનેર અને પાવાગઢની જીત

ઇ. સ. ૧૪૮૨ માં ગુજરાતમાં દુકાળ પડયો. આ અરસામાં રસુલાબાદનાં થાણદારે ચાંપાનેરનાં મુલક ઉપર વારંવાર હલ્લા કર્યા. આથી ચાંપાનેરના રાજાએ થાણદારનાં કેટલાંક માણસોને કાપી નંખાવ્યા. આથી સુલતાન મહમૂદશાહ ચાંપાનેર તરફ ચાલ્યો અને વડોદે આવ્યો. રાવળ જયસિંહે વકીલ મોકલી સલાહ ઇચ્છી; પરંતુ સુલતાને સુલેહનું કહેણ સ્વીકાર્યું નહીં. ઇ. સ. ૧૪૮૪માં સુલતાને પાવાગઢને ઘેરો ઘાલ્યો. વીસ માસ આ ઘેરો ચાલ્યો. સહવારમાં પતાઇ રાવળનાં માણસો નહાવા ધોવાનાં કામમાં હતાં તેવામાં સુલતાને હલ્લો કર્યો અને મુસલમાન લશ્કર કીલ્લામાં દાખલ થયું. પતાઇ રાવળ તથા રજપૂત સરદારોએ કેસરીયાં કર્યાં. રાવળ બહાદુરીથી કીલ્લા આગળ લઢયો; પરંતુ તેણે મુસલમાની ધર્મ સ્વીકાર્યો નહિ. આથી સુલતાને તેને અને તેનાં દિવાન ડુંગરશીને મારી નંખાવ્યા. પાવાગઢ સર કર્યા પછી ચાંપાનેરનો કોટ ચણાવ્યો અને તેને મહમ્મદાબાદ નામ આપી

રાજધાની બનાવી અને તેને આબાદ કર્યું. હજીયે મહાકાળીના ગરબામાં આ હકીકત સાચવી રખાયલી છે. આ ગરબામાં પતાઈ રાવળે મહાકાળી જે નવરાત્રમાં ગરબો ગાવા આવ્યા હતા તેનો પાલવ પકડવાથી માતા કોપાયમાન થયા અને રાવળને શાપ આપ્યો હતો એમ હકીકત વર્ણવાયલી છે.

' પાવા તે ગઢથી નિસર્યાં બિરદાળી મા '

વિગેરે પંક્તિઓ હિંદુઓની પૂરાતન ભાવના અને ધર્મનીતિનો સિદ્ધાંત પ્રગટ કરી સત્યપંથ દાખવે છે. વળી મહમૂદે કચ્છ અને દ્વારકા જીત્યા.

ઈ. સ. ૧૫૦૭માં તેણે ફિરંગી લોકોને હરાવ્યા અને ચેઉલ ( હાલનું રેવદંડા ) લીધું અને ગુજરાતનાં કાફલાના સરદાર મલિક અયાઝને તે બક્ષીસ આપ્યું.

મહમૂદ બેગડો શૂરો અને મલતાવડો સુલતાન હતો અને ચુસ્ત મુસલમાન હતો. તેના દરબારમાં વિદ્વાનો અને ધાર્મિક માણસોને સ્થાન હતું અને ગુજરાતમાં તેણે સુંદર *ઇમારતો બંધાવી. વળી તે અદલ ઈન્સાફી હતો. ચાંપાનેરમાં એણે સુંદર બાગ બગીચા બંધાવ્યાં. ખોરાસાનનાં એક માણસે બગીચાઓ રચ્યાં. અને અમદાવાદ કરતાં પણ મહમૂદાબાદને રોનકદાર શહેર બનાવ્યું.

ઈ. સ. ૧૫૧૩માં મહમૂદ બેગડો મરણ પામ્યો અને તેનો દીકરો મુજફ્ફરશાહ ગાદીએ બેઠો.

*ચાંપાનેરનો કોટ, મહેમદાવાદ આગળ ભમરીઓ કુવો અને વાત્રક નદીને કાંઠે ચાંદા સુરજ નામના મહેલ, સરખેજમાં તળાવ અને રોજો અને મુસાફરખાનાંઓ બંધાવ્યા.

મુજફરશાહની કારકીર્દિ ગુજરાતમાં જવલંત બની. પંડે વિદ્વાન અને ધાર્મિક હતો. તેને દારૂનો તિરસ્કાર હતો અને તેને સંગીતનો શોખ હતો. મિરાતિસિકંદરીનો કર્તા જણાવે છે કે ઇ. સ. ૧૫૨૬ માં દુષ્કાળ પડવાની તૈયારીમાં હતો ત્યારે સુલતાને પ્રાર્થના કરી કે "ઓ અલ્લા, રાજાનાં પાપ માટે તું દેશને પીડતો હોય તો રાજાનો પ્રાણ લે પણ દેશના ગરીબ લોકને બચાવ" આ પ્રાર્થનાથી અલ્લાએ રીઝી વરસાદ વર્ષાવ્યો.

**મુજફરશાહ ૨ જો**
ઇ. સ. ૧૫૧૩

મહમદ બેગડાનો છોકરો ખલિલખાન તે મુજફરશાહ ગાદીએ આવ્યો. તે મહીકાંઠાના રાણા નાકાની કુંવરી રાણી હિરોબાઇનો બેટો હતો. ૧૫૨૬ સુધી એણે રાજ કર્યું. તેણે વડોદરાની નજીકમાં દોલતાબાદ નામનું ગામ વસાવ્યું. ઇડર માળવા અને માંડુમાં બખેડા સમાવ્યા. ઇ. સ. ૧૫૨૧ માં મલીક અયાઝને ચીતોડ જીતવા મોકલ્યો, પરંતુ તેનું કાંઈ વળ્યું નહિ તેથી પંડે ચઢયો. પરંતુ રાણાનો પુત્ર નજરાણું લઈ અમદાવાદ આવ્યો અને સલાહ કરી.

એણે થોડા મહિના રાજ કર્યું. પછી નાસિરખાન મહમૂદ એ નામે ગાદીએ આવ્યો. પણ અમીરો સામા પડયા અને બહાદુરખાન ગાદીએ આવ્યો.

**સિકંદરશાહ**

ઇ. સ. ૧૫૩૧ માં બહાદુરશાહે રાયસિન ઉપર ચઢાઇ કરી. ૧૫૩૨ માં ચિતોડને ઘેરો ઘાલ્યો પણ રાણાએ અવેજ આપવાથી ઉઠાડયો. પછી રણથંભોર લીધું. ઇ. સ. ૧૫૨૬ દીવનાં ફીરંગીઓએ વહાણ બતાવવાનાં બહાને તેને કાપી નાંખ્યો (૧૫૨૬).

**બહાદુરશાહ**

અમીરોએ બહાદુરશાહનાં ભત્રીજા મહમદશાહ આશીરને ગાદી આપી. એ થોડા વખતમાં મરી ગયો. અને લતિફ-

**મહમદશાહ ૫ મો** ઈ. સ. ૧૫૩૬

ખાનનો બેટો મહમદખાન ગાદીએ બેઠો. રાજકાર-ભાર દરિયાખાન ઇમાદઉલ્મુલ્ક કરતો અને બાદશાને જાપ્તામાં રાખતો. બાદશાહ કંટાળી નાઠો તેથી બીજ વાઇને દરિયાખાને અહમદશાહનાં એક વશંજને **મુજફ્ફરશાહ** એ નામ આપી ગાદીએ બેસાડયો. બાદશાહે, સિરોહી ઇડર તથા બીજા થાણાંઓને મજબૂત કર્યાં ને હિંદુઓ ઉપર જુલ્મ કર્યો. એની કારકીર્દિમાં સૂરતનો કીલ્લો ખુદાવંદખાને બાંધ્યો. ૧૫૫૪ માં બરહાન નામના નોકરે તેને ઉંઘતો હતો ત્યારે મારી નાંખ્યો અને અમીરોએ તેને મારી નાંખ્યો. તેના મૂઆ પછી અમીરોએ મહમદશાહના એક વંશજને **અહમદશાહ બીજો** એ નામે ગાદીએ બેસાડયો. ઇતિમાદખાને તેને મારી નંખાવ્યો (૧૫૬૦).

**મુઝફ્ફરશાહ ૩ જો** ૧૫૬૧–૧૫૭૩

ઇતિમાદે મુઝફ્ફરશાહ ત્રીજાને ગાદીએ બેસાડયો. ઇતિમાદે સઘળા અમીરોને કંટાળો આપ્યો હતો. ઇતિમાદે માંહો-માંહેના ટંટાને લીધે દિલ્હીપતી અકબરની મદદ માંગી. અકબર મીરઝાંઓને ગુજરાતમાંથી કાઢવાનું બહાનું શોધતોજ હતો. એટલે તેણે તરતજ અમદાવાદ તરફ કૂચ કરી ને ગુજરાતના સ્વતંત્ર રાજ્યનો અંત આણ્યો.

## અકબરની ગુજરાત ઉપર ચઢાઇ

૧૫૩૬ માં દિવમાં બહાદુરશાહનાં મરણ પછી મહમૂદ ત્રીજાએ ૧૮ વર્ષ રાજ કર્યું. ત્યારપછી બધો રાજ વહિવટ **ઇતિમાદખાન**

નાં હાથમાં આવ્યો. ઇતિમાદે અહમદ બીજાને ગાદીએ બેસાડયો અને પાંચ વર્ષ પછી તેને મારી નંખાવી મુઝફ્ફરશાહ બીજાને બેસાડયો. આથી કેટલાક સરદારો ચીઢાયાં અને ઇતિમાદની સ્હામે થયા. સુલ્તાન મીરઝાં આગળ પડયો અને તેથી ઇતિમાદ અકબર પાસે ગુજરાત ઉપર ચઢાઈ લાવવા વિનતિ કરવા ગયો. અકબરે ઈ.સ. ૧૫૭૨ માં સુલ્તાનનાં રાજનો કબજો લીધો. અકબરનું લશ્કર પાટણ પહોંચ્યું એટલે મુઝફ્ફરશાહે અમદાવાદ છોડયું અને બાદશાહને સુલેહનું કહેણ મોકલી પોતે ગયો. અમદાવાદની ટુકડી મૂકી બાદશાહ સુરત ગયો. પણ મીરઝાંએ ઉત્તર ગુજરાતમાં બંડ કર્યું. અકબરે પીછો પકડયો અને સારસા આગળ મહેંદી નદી આગળ તેને પકડયો. અહિંઆ આગળ રાજા ભગવાનદાસ, રાજા માનસિંહ તથા રણથંભોરના રાજા વિગેરે બાદશાહને મળ્યાં. રાજા માનસિંહની સરદારી હેઠળ લઢાઇ થઈ પણ તેને પાછું હઠવું પડયું. અકબર ઉપર એક સાંકડી જગ્યા ઉપર હલ્લો કરવામાં આવ્યો અને રાજા ભગવાનદાસ અને તેનાં ભાઇએ વેળાસર મદદ ન કરી હોત તો બાદશાહનાં બેહાલ થાત. મીરઝાંને શત્રુપક્ષમાં જોઇને અકબર ખૂબ ગુસ્સે થયો. ઈબ્રાહિમ બાદશાહ સાથે લઢવા આવ્યો નહિ; પરંતુ પાછો હઠયો અને પાટણ આગળ બીજા મીરઝાંઓને મળ્યો.

અકબર સુરત ઘેરો ઘાલવા આવ્યો ત્યારે મીરઝાંઓએ બીજી યુક્તિ રચી પાટણને ઘેરો ઘાલ્યો અને ઇબ્રાહિમ હુસેનને પંજાબ જીતવા મોકલ્યો. બિકાનેરનો રાજા રાયસિંહ સ્હામો થતા બીજી વાત પડતી મૂકવી પડી અને અમદાવાદનું બાદશાહનું લશ્કર પાટણમાં સહાય કરવા ધસ્યું ઈબ્રાહિમ હુસેન રાઇસિંહને હાથે હાર ખાતાં બિકાનેરમાં પોતાના વતનમાં ચાલી ગયો. અને થોડા વખત દરમ્યાન પોતાના ભાઈ સાથે પંજાબ જીતવા પાછો ગયો. અકબરના લશ્કરે આ વખતે પણ તેને યુક્તિમાં ન ફાવવા દીધો. બન્ને ભાઇઓને કેદ પકડવામાં

આવ્યા. ઈબ્રાહિમ જખમથી મરણ પામ્યો. તેનું માથું કાપી નાંખવામાં આવ્યું અને અકબરના હુકમથી આગ્રાનાં એક દરવાજા આગળ મૂકવામાં આવ્યું. તેનાં ભાઇને ગ્વાલીઅરનાં કીલ્લામાં કેદ કરવામાં આવ્યો. ઇ. સ. ૧૫૭૩ માં અકબરે સુરત જીતી ગુજરાતની સંપૂર્ણ જીત કરી પોતાના પાટનગર તરફ પાછો ફર્યો. બાદશાહની આ જીતો તેનાં રજપૂત મળતીયાઓને આભારી હતી. કારણ કે તેઓ રજપૂતોને કેમ હંફાવવા તે ફતેહ બાબાતની યુક્તિઓ જાણતા હતા.

એક મહિના બાદ મહમદહુસેન નામે એક મીરઝાએ અમદાવાદને ઘેરો ઘાલ્યો. વર્ષાઋતુને લઇને અકબરનું લશ્કર હેરાન થયું હતું. અકબરે આ વાત જાણતાં બે હજાર ચૂનંદા ઘોડેસ્વાર સાથે પાટણ ઉપર ચઢાઈ કરી અને પોતે પણ ત્યાં આવી પહોંચ્યો. તેણે બહેરામખાનના પુત્ર મીરઝાં અબ્દુરરહિમને ટૂકડીનો સરદાર નીમ્યો અને નવ દિવસમાં આગ્રાથી નીકળેલાં આ લશ્કરે મહમૂદ હુસેનને ગભરાવી મૂકયો. મીરઝાં નાઠો પણ તે પકડાયો અને તેને બિકાનેરનાં રાજાને સોંપવામાં આવ્યો. ત્યારબાદ બાદશાહ જીત મેળવી ફતેહપુર સીક્રી પાછો ફર્યો.



## (૨) મુસલમાની રાજ્ય વખતની ગુજરાતની સ્થિતિ

પંદર અને સોલમી સદિમાં ગુજરાત આબાદ હતું; પરંતુ સોળમી સદીનાં છેવટનાં ભાગમાં બંદોબસ્ત કમી થઈ જવાથી કાંઇક આબાદાનીને ધક્કો પહોંચ્યો. ફીરંગી મુસાફર બારબોસા ઈ. સ. ૧૫૧૪ માં

જ્યારે ગુજરાતની મુસાફરીએ આવ્યો હતો ત્યારે તે લખી ગયો છે કે "ચાંપાનેર ઘણું મોટું શહેર છે અને તેની આસપાસનો મૂલક ફળદ્રુપ છે. અમદાવાદ એથીયે મોટું અને તવંગર છે. તે પહોળા રસ્તા ચોક અને પથ્થરનાં મકાનોથી શોભી રહ્યું છે." બારબોસા ગુજરાતનાં બાર મૂખ્ય બંદરો ગણાવે છે.

(૧) પટ્ટણ સોમનાથ (૨) માંગરોળ (૩) દીવ (૪) ગોવા (૫) ભરૂચ (૬) ગંધાર (૭) ખંભાત (૮) રાંદેર (૯) સુરત (૧૦) ગણદેવી (૧૧) વસઇ અને (૧૨) થાણા. મિરાતી અહમદીનો કર્ત્તા લખે છે છે કે "આ તવંગર દેશની બરોબરી કરે એવો હિંદુસ્તાનમાં બીજો કોઇ દેશ નથી." ઇ. સ. ૧૬૬૪ માં સુરત જ્યારે શિવાજીએ લૂટયું ત્યારે બહુ આબાદ હતું. એક કરોડનો માલ ફકત સુરતમાંથી શિવાજીને મળ્યો હતો. સુરતથી ઉતરતાં બંદરો ભરૂચ અમદાવાદ અને ખંભાત હતાં. *ભરૂચનો વેપાર જાવા–સુમાત્રા અને એડન અને ઇરાન સુધી હતો. અમદાવાદની આડત ઇસ્તંબૂલ સુધી સ્વીકારાતી. ખંભાતથી અકીક, અનાજ, રૂ, તંબાકુ, ગળી, હાથીદાંત, સુતરાઉ કાપડ અને જરીકામ દેશાવર ચઢતું.

સુરત ૮૪ બંદરોનો વાવટો ગણાતું અને આખી દુનીઆની બજાર સુરતમાં હતી. સુરતની પાસે આવેલા સુંવાલી ગામ આગળ દેશદેશનાં વહાણો લંગર નાખતા. સુરતમાં મૂખ્ય વેપાર હીરા, માણેક મોતી, અકીકનાં પવાલાં અને ઘઉં તથા કસ્તુરી, પારો, લાખ,

---

* "બરીગંઝ (ભરૂચ) સુતરાઉ કાપડનાં ઉદ્યોગ માટે સુપ્રસિદ્ધ હતું. મી. ટ્રેવેનીયર જણાવે છે 'કેલીકો કાપડ નીખારવાનું (બ્લીચીંગ) કામ નર્મદા તીરે આવેલા ભરૂચમાં ઉત્તમ પ્રકારનું થતું હતું.'"

હિંદનો વેપાર ઉદ્યોગ. (પુ. વિ. માવજી.)

અંબર, ઘી, તેલ, ખાંડ, મુરબ્બા, કાગળ, મીણ, અફીણ અને ગળીનો હતો. સુરતનું રેશમી તથા સુતરાઉ કાપડ દેશાવર ચડતું. સાટીન અને મખમલ તથા રેશમી બુટ્ટાનું જરીકામ વખણાતું. ઓઢવાની સુજની, શેત્રંજીઓ, પલંગો વિગેરે વખણાતાં. સુરતમાં વહાણો બાંધનારા ફીસબીઓ હતા. અંગ્રેજ વેપારીઓ ઈંગ્લાંડથી સીસું, તલવાર, ચપ્પુ, ચશ્મા, આરસી, હુક્કા, ગુલાબજળનાં સીસા લાવતા. વલંદાઓ તેજાનાઓ લાવતા. વેપારીઓ હિંદુ, મુસલમાન પારસી, આરબ, તાર્તાર, આરમીનીયન, વલંદા, ફ્રેન્ચ, અંગ્રેજ અને ફીરંગીઓ હતા. અમદાવાદ પાસે સરખેજની ગળી ઘણી વખણાતી. અમદાવાદથી સાટીન, કિનખાબ ને રેશમી સેત્રંજીઓ પરદેશ જતી.

દિલ્હીમાં થતા ગેરબંદોબસ્તથી અઢારમી સદીથી ગુજરાતનાં વેપારની પાયમાલી થઇ અને વેપાર પડતો ગયો. જમીનદારો સરદારો પાસેથી ખંડણી લઈ શકયા નહિ. કોળી અને રજપૂતોએ સરકારી થાણાંઓનો નાશ કર્યો અને સરકારી હીસ્સો કબજે કર્યો અને પડોશમાં લાગા ઘાલ્યા, ને જમીનદારો સ્વતંત્ર થઈ પડયા.

મુસલમાની રિયાસત ઈમારતનાં બાંધકામ માટે પ્રસિદ્ધ છે. આ ઇમારતોમાં વાપરવામાં આવેલા પથ્થરો આ દેશનાજ હતા અને કારીગરોને પુષ્કળ રોજી મળતી. અહમદનગર, ધાંગધ્રા, ચંદ્રાવતી અણહિલવાડ, મકરાન, જેસલમીર, પાલીતાણા, જેપુર વિગેરે સ્થળો બાંધકામમાં વખણાતા સુંદર પત્થરો માટે પ્રસિદ્ધ હતાં. કારીગરો દેશી અને માળવાના હતા. અમદાવાદની જૂમા મસ્જીદ અને રાણી સીપ્રીની મસ્જીદ મુસલમાની કારીગરીની સાખ પૂરે છે.



## મુસલમાની રાજ્યો-(૧૨૯૭-૧૭૬૦)

મુસલમાની રાજ્ય કાળમાં કાઠિયાવાડ જૂદો દ્વિપકલ્પ ગણાતો નહિ પણ ગુજરાતનો ભાગ ગણાતો. મિરાત-ઇ-અહમદીમાં લખ્યું છે કે (૧૭૪૮-૬૨) સોરઠના પાંચ જીલ્લા-હાલાર, કાઠિયાવાડ, ગોહિલવાડ, બાબરિયાવાડ, ને જટવાડ હતા. નવાનગર જુદું પરગણું હતું. કાઠી લોકોએ મરાઠા સામે લઢી પ્રસિદ્ધિ મેળવી ત્યારથી આ આખો દ્વિપકલ્પ કાઠિયાવાડ ગણાયો.

ગુજરાતની હદ જાલ્હોર, માળવા, ખાનદેશ અને દક્ષિણમાં મુંબઇ સુધી પહોંચતી. કવિ ખબરદારનાં શબ્દોમાં કહીએ તો "જ્યાં જ્યાં એક વસે ગુજરાતી ત્યાં ત્યાં જાણો સમસ્ત ગુજરાત" જેવું હતું.

### રાજકીય વ્યવસ્થા

૧-બાદશાહનાં અમલ હેઠળ કેટલોક ભાગ-

૨-ખંડણી અથવા નોકરી બજાવનારની હકૂમત તળે

જમીનના પાકથી ત્રીજા ભાગથી વધારે અને છઠ્ઠા ભાગથી ઓછો સરકારી હિસ્સો ન હતો.

બાદશાહની હકુમત હેઠળનો ભાગ

(૧) અમુક ભાગ ફોજના નિભાવ માટે

(૨) અમીરોને સોંપેલો

(૩) ખાલસા મુલક

એનો વહીવટ પગારદાર અમલદારો કરતા જે મકતાને નામે ઓળખાતા. બંદોબસ્ત રાખવાને ફોજ મહાલમાં રહેતી. મહાલમાં થાણાં રહેતા અને થાણાદારના હુકમ પ્રમાણે સિપાઇ વર્તતા. બાદશાહી ખાસ મૂલકની વસુલ માટે એકેકો તહેસીલદાર રહેતો અને મુખીની મદદથી વસૂલ ઉઘરાવી લેતો, દરેક બાદશાહના કારભારી સાથે હિસાબી રહેતો તે વસુલાતનાં કામમાં મદદ કરતો.

## અકબરના વખતની વ્યવસ્થા

ગુજરાતની હદ ઘણી વધી પડી હતી. જાલ્હોર, સીરોહી, રજપૂતાના તથા અજમેર ઉત્તરમાં એકબાજુએ માળવા સુધી અને દક્ષિણે મુંબઇ સુધી હતી. ગુજરાતનો અમલદાર સુબેદાર કહેવાતો. તેના હાથ નીચે મહાલદારો હતા. સુબેદારથી બીજો ગણાતો તે દિવાન અને તેના હાથ નીચે મુત્સદી ને એ મુત્સદીઓ વંશપરંપરાનાં દેશાઇ તથા મુકાદમની મદદે વસૂલ ઉઘરાવતા. ઈન્સાફ કરનારો તે કાજી. શહેરની સુલેહ રાખનારો તથા ગુન્હા પકડનાર તે કોટવાલ. જકાતનો ઉપરી તે અમીન. મોટાં શહેરની પડોસમાં રહેલા લશ્કરી રખવાલ જેના હુકમમાં હતા અને જે તેઓને પગાર આપતો તે બક્ષી અને થાણાંને સંભાળનાર થાણેદાર. જમીનના હકદાર માલીક બે વર્ગના હતા; (૧) જમીનદાર (જમીદાર) (૨) જાગીરદાર. ૧૪૨૦માં જમીનની વસુલાત બાબત ઘણા બખેડા થએલા; તેથી અહમદશાહે ઠરાવ્યું હતું કે જેઓ એ ખંડણી આપશે અને લશ્કરી નોકરી કરશે તેવા જમીનદારોને જમીનનો ચોથો હીસ્સો પાછો મળશે. એ હિસ્સો **વાંટો** કહેવાતો અને બાકીનો સરકારનો તે **તલપદ** કહેવાતો. મુસલમાની સત્તાની પડતીનાં વખતમાં ગરાસીયાઓએ કેટલાક હક્કો પોતાના કર્યાં તે હક **ગરાસ** કે **પાલ** એ નામે ઓળખાય છે.

બક્ષીસ જમીન અપાયલી તેનાં માલિક જાગીરદારો કહેવાતા. ઇ. સ. ૧૨૯૭ માં મુસલમાનોએ ગુજરાત જીતી લીધું. અમદાવાદનાં મકાનો અને ચાંપાનેરનાં ખંડિયેર ઉપરથી મુસલમાની રાજ્યની આબાદાની કલ્પી શકાય. દરબારનો ખરચ રાજ્યને ભારે પડે તેવો ન હતો.

ગુજરાતની મુગલાઈ કુલે ૧૯૬,૯૧,૧૩૦ હતી. અકબરે ત્રણ વાતે પ્રાંતની હાલત સુધારી (૧) જમીનની માપણી કરાવી. (૨) ગામના મુકા-

દમોને પગાર ઠેરવી આપ્યા. (૩) ઉપલા વર્ગના નાના જમીનદારોને સરકારી ગામોની જમીનમાંથી જે હીસ્સો મળતો તે પાછો અપાતો કીધો. રાજા તોડરમલે ૧૫૭૫માં માપણી પૂરી કરી. પાક ઉભો હોય ત્યારે ખેતરનો એકાદ ભાગ પસંદ કરીને અથવા તો કાપણી થયે અનાજના ઢગલાઓના ભાગપાડીને અનાજ કે નાણું લેવાનો સરકારી હુકમ હતો. અઢારમા સૈકામાં ગેરબંદોબસ્ત વધ્યો. કોળીઓએ ફોજના થાણાઓનો નાશ કર્યો. ગામનો હીસ્સો પોતે લેતા થયા અને પડોસમાં લાગા ઘાલ્યા. વળી મરેઠાઓના ખંડણીઓના હક પડતા તે તો જૂદા.

## મોગલાઇનું ચલણી નાણું.

મોગલોની મૂખ્ય ટંકશાળાઓ આગ્રા, બાંદુ, બંગાલ, અજમેર, અમદાવાદ, અહમદનગર, અકબરનગર, ઇલ્લાહાબાદ, બરહામપુર, પટના, દિલ્હી, ફત્તેહપુર, કંદહાર, કાબુલ, કાશ્મીર, લાહોર, માંડું, શાહજહાનાબાદ, સુરત, અકબરાબાદ, મુર્શીદાબાદ, મુલ્તાન, ભખ્ખર, બરેલી, મુઝફરગઢ, વિગેરે સ્થળોએ હતી.

મોગલાઈ વખતે ચલણી સિક્કાઓ આ પ્રમાણે હતા :—

**દામ.** ત્રાંબાનો સિક્કો. પ્રથમ શૂર શેરશાહે દાખલ કરેલો અને અકબર, જહાંગીર અને બીજા બાદશાહોએ ચાલુ રાખેલો. આઈની અકબરી પ્રમાણે ૧ દામનું વજન ૧ તોલો માશ ૮ અને ૭ રતિ હતું, અને માશ એટલે ૧૫.૫ ગ્રેન પ્રમાણે ૩૨૩.૫ ગ્રેન વજન થાય છે. એક રૂપીયાનાં ૪૦ દામ ગણી શકાય. મી. એસ. એચ. હોડીવાળાના મત પ્રમાણે ઔરંગઝેબના વખતમાં ત્રાંબાની કીંમત વધી જવાથી દામના ૧૪ માશ એટલે ૨૧૭ ગ્રેન ગણાયલાં. શ્રીનગરમાં પાડેલા અકબરના સિક્કા ઉપર 'દામ' કોરવામાં આવેલું હતું.

**દમડી દીનાર** દામનો ૧/૮ ભાગ (અબુલ ફઝલના મત પ્રમાણે) સુવર્ણનો સિક્કો ૬૭ ગ્રેન વજન અકબરનાં ૫૦ માં વર્ષમાં પાડેલાં સિક્કા ઉપર દીનાર–ઇ–જલાલી શબ્દો લખેલા છે.

**મ્હોર અથવા અશરફી**–અકબરે દાખલ કરેલો સુવર્ણનો સિક્કો. ૧૭૦ ગ્રેન વજન. જહાંગીરના વખતમાં આ સિક્કાનું વજન ૨૦૨–૨૧૦ ગ્રેન હતું. સ્ટાન્ડર્ડ વજન ૧૭૦ ગ્રેન હતું.

**નુરજહાની** (દુનીઆનું તેજ)–જહાંગીર બાદશાહના વખતનો એક તોલાનો સુવર્ણનો સિક્કો.

**રૂપીઓ** રૂપાનો સિક્કો. ૧૮૦ ગ્રેન વજન, શેરશાહે દાખલ કરેલો અને બધા મોગલ રાજાએ કાયમ રાખેલો. જહાંગીરે શરૂઆતનાં પાંચ વર્ષમાં ૨૨૦ ગ્રેન વજનનો સિક્કો (રૂપીઓ) પાડેલો.

**ટંકા** અકબરનાં ૪૦ માં વર્ષ પછીનાં તાંબાનાં સિક્કાઓ ૧/૨, ૧/૪, ૧/૮ અને ૧/૧૬ ટંકાઓ હતા. ટંકાથી બમણો ૬૪૦ ગ્રેન વજનનો થાય.

**ટંકી** ચાર, બે અને એક ટંકી અથવા ટાંકીનાં જુદા જુદા સિક્કાઓ અકબરનાં રાજવહીવટનાં છેવટમાં દાખલ થએલા. અમદાવાદ, આગ્રા, કાબુલ અને લાહોરની ટંકશાળમાં પાડવામાં આવેલા ટંકી=દામનો ૧/૫–ટંકાનો ૧/૧૦ અને ૬૪ ગ્રેન વજનનો હતો.

(કેટલોગ ઓફ કોઇન્સ ઇન ધી પ્રોવીન્સીયલ મ્યુઝીઅમ ઓફ લખનૌના આધારે)



# પ્રકરણ સાતમું

## મુગલાઈ હકૂમત.

ઈ. સ. ૧૫૭૩ થી ૧૭૫૮

ઈ. સ. ૧૫૭૩ થી ૧૭૫૮ સુધી ગુજરાતમાં દિલ્હીનાં મોગલોએ મોકલેલા સુબાઓનો અમલ રહ્યો. ઔરંગઝેબનાં મરણ સુધી બંદોબસ્ત ઠીક રહ્યો પરંતુ ઔરંગઝેબનાં મરણ બાદ સુલતાનોની સત્તા ઘટતી ચાલી અને બખેડાઓ થવા લાગ્યા.

### મહાન અકબર.



કબર બાદશાહે ગૂજરાત ઈ. સ. ૧૫૭૩ માં સર કર્યું અને ગુજરાતની હાલત સુધારી. જમીનની માપણી તોડરમલ પાસે કરાવી અને હિંદુ અને મુસલમાનને એક સરખા ગણ્યા અને મોટા હોદ્દાઓ હિંદુઓને પણ આપ્યા. વળી ડહાપણથી મોટા રજપૂત રાજાઓને પોતાના પક્ષમાં લીધા. માનસિંહ, ભગવાનસિંહ, અબુલફઝલ,, બિરબલ, ફૈઝી એનાં રાજ્યનાં આગળ પડતા અમલદારો અને સલાહકારો હતા. હિંદુઓ ઉપરનો જજીયા વેરો બંધ કર્યો. જમીનની ફક્ત ઉપજ લેવાને બદલે એણે દર ઠેરવ્યો. એની કારકીર્દિમાં મોગલ રાજ્ય સામ્રાજ્ય સત્તાએ પહોંચ્યું. ફક્ત ચિતોડનો મહારાણો પ્રતાપસિંહ અકબરને નમ્યો નહિ એ જગપ્રસિદ્ધ વાત છે. અકબર મનુષ્યનાં હૃદયની

વાત જાણવામાં મહાન્ ચતુર હતો; તે એટલે સુધી કે મનુષ્યની ગુપ્તમાં ગુપ્ત વાત પણ તેને વિદિત થઈ જતી. જ્યારે જ્યારે તેને જરૂર પડતી ત્યારે ત્યારે તે સર્વને તે સંતુષ્ટ કરી દેતો. આ અનુપ ગુણની સહાયથીજ અકબરે હિંદુજાતિનાં હૃદયમાં તેનાં પ્રત્યે પ્રીતિ અને ભક્તિ ઉત્પન્ન કરી હતી. આજ કારણથી વિજિત હિંદુઓએ આનંદોન્મત્ત થઇ **दिल्हीश्वरो वा जगदीश्वरो** એવી ઉપાધી અર્પણ કરી હતી.

**મીરઝા આઝીઝ કોકલતાસ**
૧૫૭૩–૭૫

ઈ. સ. ૧૫૭૩ માં અકબરે ગૂજરાતની જીત મેળવ્યા પછી ગુજરાતનો સઘળો કારભાર મિરઝા આઝીઝ કોકલતાસને સોંપ્યો. અને પોતાના મદદનીશોને જાગીરો પણ આપી. ઇ. સ. ૧૫૭૫ સુધી તેણે ગુજરાતની હાકમી કરી અને બાદશાહ સાથે કાંઈ વાંધો પડવાથી તેણે રાજીનામું મોકલ્યું અને બાદશાહે બહેરામખાનના પુત્ર મીરઝાખાનને ગુજરાતનો સુબેદાર નીમ્યો અને તેને સલાહ આપવા માટે વઝીરખાન નામના મુસલમાન સરદારને નાયબ નીમ્યો.

**મીરઝાખાન**
૧૫૭૫–૧૫૭૭

ઇ. સ. ૧૫૭૫ માં રાજા તોડરમલે ગુજરાતમાં માપણી કરી અને દિવાનનો નવો દરજ્જો નક્કી કર્યો. મીરઝાખાનની કારકીર્દિ ઉજ્વળ ન નીવડી. તેથી શાહબુદ્દીન અહમદખાનને સુબેદાર નીમવામાં આવ્યો. તેણે લશ્કર વધાર્યું અને થાણા સમરાવ્યા. જૂનાગઢ જીતવા ફોજ મોકલી; પરંતુ કોડીનાર આગળ હાર થઇ. આથી બાદશાહ નારાજ થયો અને તેને પાછો બોલાવી લીધો અને ઇતિમાદખાનની નીમણુક કરી.

**શાહબુદ્દીન અહમદખાન**
૧૫૭૭–૧૫૮૩

ગુજરાતનો પદભ્રષ્ટ થએલો બાદશાહ મુજફ્ફર જે દિલ્હીમાં કેદ હતો, તે ત્યાંથી નાસી છુટી આ વખતે ચઢી આવ્યો

**ઇતિમાદખાન ૧૫૮૩–૮૪**

અને અમદાવાદ કબજે કરી લીધું. ઇતિમાદખાન અને તેના છોકરા શેરખાને મજબૂત હલ્લો કર્યો; પરંતુ અમદાવાદ ન લેવાવાથી તેઓ પાટણ ગયા. આ ખબર દિલ્હી પહોંચતા ઇ. સ. ૧૫૮૩ માં ખાનખાનાનને સુબેદાર તરીકે મોકલવામાં આવ્યો. આ દરમ્યાન

**ખાનખાનાન ૧૫૮૩–૧૫૮૭**

મુઝફ્ફરે ભરૂચ કબજે કર્યું હતું અને ત્યાં આરામ લેતો હતો. નવા સુબેદારના ખબર મળતા તે એકદમ અમદાવાદ આવ્યો અને ત્યાં મોટી લઢાઈ થઇ. તેમાં તે હાર્યો અને નાઠો. ખાનખાનાન પૂંઠે પડયો અને રાજપીપળાનાં ડુંગરોમાં લઢાઇ થઈ; ત્યાંથી પણ ન્હાસી છૂટયો અને સોરઠમાં ગયો અને ત્યાંથી નવાનગર થઇ ગુજરાતમાં દાખલ થઇ ગયો. પ્રાંતીજ આગળ બાદશાહનાં લશ્કરે તેને હરાવ્યો તેથી તે પાછો ન્હાસી છૂટયો.

**ઇસ્માઇલ કુલીખાન ૧૫૮૭**

ખાનખાનાનની જગ્યાએ ઈ. સ. ૧૫૮૭ માં ઇસ્માઇલ કુલીખાનને નીમવામાં આવ્યો. પરંતુ થોડા માસમાંજ મીરઝા આઝીઝને નીમવો પડયો. મીરઝા, મુઝફ્ફરની પાછળ પડયો અને નવાનગર આગળ તેને હરાવ્યો. મીરઝા અમદાવાદ પાછો ફર્યો અને સાત આઠ મહિના બાદ

**મીરઝા આઝીઝ કોકલતાશ ૧૫૮૮–૧૫૯૨**

જૂનાગઢ સર કર્યું મુઝફ્ફર ન્હાસી કચ્છ ગયો હતો. કચ્છના ખેંગારે મુઝફ્ફરને શોધી આઝીઝને હવાલે કર્યો અને કેદી અવસ્થામાં તે આપઘાત કરી મૂઓ. મીરઝા પછી મક્કે હજ કરવા ગયો.

**મુરાદબક્ષ ૧૫૯૨–૧૬૦૦**

બાદશાહે પોતાના યુવરાજ મુરાદને સુલતાન તરીકે નીમ્યો અને તે ૧૬૦૦ સુધી મરણ પર્યંત સુબેદાર રહ્યો. બાદશાહે ફરીથી મીરઝાને ગુજરાતનો સુબેદાર નીમ્યો.

## જહાંગીર મોઝીલો

ઇ. સ. ૧૬૦૫ માં જહાંગીર દિલ્હીપતિ થયો. આ દરમ્યાન મુઝફરના છોકરા બહાદુરે ગુજરાતમાં બંડ ઉઠાવ્યું પરંતુ જહાંગીરે વિક્રમજીત કરીને એક સરદારને મોકલ્યો તેણે બંડ સમાવ્યું. ઇ. સ. ૧૬૦૬ માં જહાંગીર બાદશાહે સૈયદ મૂર્તઝાખાનને ગુજરાતનો સૂબેદાર નીમ્યો. તેણે કડીનો કીલ્લો સમરાવ્યો અને બાદશાહને નજરાણું મોકલી ખુશ કર્યો. ઇ. સ. ૧૬૦૮ માં કેપ્ટન હોકિન્સને સુરતમાં માલ વેચવાની રજા આપી. જહાંગીર બાદશાહે ઈ. સ ૧૬૧૨ માં અંગ્રેજોને સુરતમાં કોઠી ઘાલવાની રજા આપી. જહાંગીરને અમદાવાદ રૂચતું નહિ તેથી તેણે એનું નામ 'ગરદાબાદ' રાખ્યું.

**સયદ મુર્તઝાખાન**

**૧૬૦૬–૧૬૦૯**

શાહજહાન મહેલ બાંધનાર નામે ઓળખાય છે. તેણે ગુજરાતમાં સાબરમતીને તીરે શાહીબાગ બંધાવ્યો અને સુંદર મહેલ બંધાવ્યો પરંતુ જે મહાલથી તેની કીર્તિ અમર થઇ છે તે તેનો પોતાની બેગમ પાછળ બાંધેલો સુપ્રસિદ્ધ તાજમહાલ છે. દુનીઆમાં તે એક અદ્દભુત કારીગરી* તરીકે ઓળખાય છે. વળી તેણે દિલ્હીમાં મયુરાસન (તખ્તે તાઉસ) લાખો રૂપીયા ખર્ચી બંધાવ્યું હતું.

**શાહજહાન**

---

* તાજમહાલનો મ્હેલ તૈયાર કરનાર ઇજનેર ઈઝાઇફન્ડી કરીને હતો. તાજમહાલની કારીગરી આબેહુબ છે અને પથ્થરની સુઘટિત બાંધણી જાણે દરી ગએલું કાવ્યચિત્ર હોયની એમ લાગેછે. શાહજહાને પોતાની પ્રિયતમાની પાછળ અશ્રુઓ ટપકાવી ટપકાવી દામ્પત્ય કવિતા રચી છે.

**મીરઝા કોકલતાશ**
૧૬૦૯–૧૬૧૧

મીરઝા કોકલતાશ પાછો સુબેદાર તરીકે નીમાયો. અને પોતાના તરફથી પોતાના છોકરા જહાંગીર કુલીખાનને નાયબ નીમી ગુજરાત મોકલ્યો. આ વખતે મલિક અમ્બર કરીને દૌલતાબાદનો હાકેમ ગુજરાત લુંટી પાછો ફર્યો.

**અબદુલ્લાખાન બહાદુર ફીરોઝ જંગ** ૧૬૧૧

ઈ. સ. ૧૬૧૧ માં અબદુલ્લાખાન સુબેદાર નીમાયો. તેણે દખ્ખણ ઉપર કૂચ કરી પણ ન ફાવ્યો તેથી તેની કુમકે શાહજાદા શાહજહાનને મોકલવામાં આવ્યો અને આ વખતે દખ્ખણ જીતાયું.

**મુકરબખાન**
૧૬૧૬

ઈ. સ. ૧૬૧૬ માં મુકરબખાન ગુજરાતનો સુબેદાર નીમાયો. તે સુબેદારી બહુ સારી રીતે ચલાવી શકયો નહિ. આ દરમ્યાન જહાંગીર પંડે ગુજરાતમાં મુસાફરી કરવા આવ્યો. તેણે દોહદ, ખંભાત, નવાનગર, અમદાવાદ વિગેરે સ્થળોની મુલાકાત લીધી અને આગ્રે પાછો ફર્યો.

**શાહજાદો શાહજહાન**
૧૬૧૬–૧૬૨૨

જહાંગીરે પોતાના શાહજાદા શાહજહાનને ગુજરાતનો સુબેદાર નીમી મોકલ્યો. શાહજહાન ઉજ્જન જઈ રહ્યો અને વિક્રમાજીત નાયબ ગુજરાતમાં રહ્યો. ઈ. સ. ૧૬૨૨ માં શાહજહાને બળવો કર્યો. આ બળવા દરમ્યાન બાદશાહે શાહજાદા ખુશરૂના છોકરા સુલતાન દાવરબક્ષને ગૂજરાતનો સુબો નીમ્યો, મહમ્મદસફી નામના બાદશાહનાં મોકલેલા દિવાને શાહજહાનની ટોળી પકડી, તેથી તેને સૈફખાનનો ઈલ્કાબ મળ્યો સુલતાન દાવરબક્ષ આવી પહોંચ્યો અને પોતે હકુમત કરવા લાગ્યો.

**સુલતાન દાવરબક્ષ**
૧૬૨૨–૨૪

દાવરબક્ષ પછી સૈફખાન નીમાયો અને તે જહાંગીરના મરણ સુધી ગુજરાતનો સુબો રહ્યો.

**સૈફખાન**
૧૬૨૪–૧૬૨૭

## શાહજહાન બાદશાહ–૧૬૨૭–૧૬૫૮.

**શેરખાન તુઅર** ૧૬૨૭–૧૬૩૨ · **ઇસ્લામખાન** ૧૬૩૨ · **બાકરખાન** · **સિપાહખાન** · **સૈફખાન** · **આઝમખાન** ૧૬૩૩–૧૬૪૨ · **ઇસાતરખાન** ૧૬૪૨–૪૪

સૈફખાન ઉપર પાછલું વેર યાદ રાખી શાહજહાને પાદશાહ થતાં વેંતજ તેને કેદ કરાવ્યો અને શેરખાન તુઅરને સુબેદાર નીમ્યો. ઇ. સ. ૧૬૩૧–૩૨માં મોટો સત્યાસીઓ દુકાળ પડ્યો. બાદશાહે સદાવ્રતો ખોલ્યા અને ગરીબોને પુષ્કળ મદદ કરી. ઈ. સ. ૧૬૩૨માં ઇસ્લામખાન સુબેદાર નીમાયો અને તેના પછી બાકરખાન નજરાણું મોકલી સુબેદાર થયો અને એ પ્રમાણે મોટાં મોટાં મોટાં નજરાણાં મોકલી સિપાહદરખાન અને સૈફખાન તથા આઝમખાન સુબેદારો થયા આઝમખાન બીજા સુબેદારો જેવો નબળો ન હતો. તેણે કોળી તેમજ કાઠી લોકો જેઓ લુંટફાટ કરતા હતા તેમની સામે ચાંપતા ઉપાયો લેવા માંડયા અને તે બંદોબસ્ત ઝમાવવા લાગ્યો. પરંતુ બાદશાહે તેને પાછો બોલાવવાનો હુકમ લખ્યો અને ઇસાતરખાનને સુબેદાર નીમ્યો. એનાં વખતમાં સુરતનો વેપાર પુષ્કળ વધ્યો.

**શાહજાદા ઔરંગઝેબ** ૧૬૪૪–૪૬ · **શૈસ્તખાન** ૧૬૪૬–૪૮

ઇ. સ. ૧૬૪૪ માં ઔરંગઝેબ સુબેદાર નીમાયો. તે ચૂસ્ત મુસલમાન હોવાથી હિંદુઓ ઉપર જુલમ કરવા લાગ્યો. શાહજહાન આથી ઘણો નારાજ થયો અને સુબેદારી શૈસ્તખાનને સોંપી; પરંતુ તે બરોબર બંદોબસ્ત રાખી શકયો નહી. તેથી શાહજાદા દારા તેમજ શૈસ્તખાન સુબેદાર વારા ફરતી રહ્યા.

**શાહજાદા દારા** · **મુરાદબક્ષ**

ઇ. સ. ૧૬૫૪માં મુરાદબક્ષ નીમાયો. ઈ. સ. ૧૬૫૭ માં શાહજહાન માંદો પડ્યો, એટલે મુરાદ પોતાને

ઈ. સ. ૧૬૫૪ રાજા કહેવડાવવા લાગ્યો અને પોતાના નામના સિક્કા **કાસમખાન** પણ પડાવ્યા. આથી બાદશાહે કાસમખાનને સુબેદાર ૧૬૫૭–૫૮ નીમ્યો. મુરાદને ઔરંગઝેબે મદદ કરી અને બન્ને કાસમખાન તથા જસવંતસિંહ ( માળવાનો સુબેદાર ) સાથે લડ્યા અને ઉજ્જન જીતી લીધું. પછી તેઓએ આગ્રા કબજે કર્યું; પરંતુ ઔરંગઝેબે કાવત્રું કરી બાપને અને મુરાદને કેદ કર્યાં; પરંતુ મુરાદ ન્હાસી છૂટ્યો.

ઔરંગઝેબ ધર્માંધ રાજા થયો, પોતે મહેનતુ પણ મુસલમાન તરફ પક્ષપાતી હતો. હિંદુઓ ઉપર તે કરડી નજરે જોતો અને તેથી તે મોગલ સામ્રાજ્ય ટકાવી શક્યો નહિ. લાંચ રૂસવત તેને રૂચનાં નહિ. જો હિંદુઓ તરફ તે ઘાતકી વર્તણુક ન ચલાવત અને જજીયાવેરો ન નાંખત તો મહાન્ અકબરની માફક વખણાત. એના વખતમાં મોગલ સામ્રાજ્ય પૂર્ણ જાહોજલાલીએ પહોંચ્યું હતું.

## ઔરંગઝેબ–૧૬૫૮–૧૭૦૭

ટૉડ મહાશય રાજસ્થાનની હકીકત લખતાં ઔરંગઝેબનું નીચે પ્રમાણે બ્યાન કરે છે:–

ઔરંગઝેબ જેવી પશુવૃત્તિ કોઇપણ રાજામાં ન હોતી અન્ય લોકની સાથે અન્યાયપૂર્વક વર્તવું એ તેની જાતિ અને તેનાં કુટુંબીઓનો મુખ્ય ધર્મ હતો અને ઔરંગઝેબે આ ધર્મની દીક્ષા અને શીક્ષા સારી પેઠે ગ્રહણ કરી હતી. તેનું હૃદય અત્યંત કઠોર હતું. તેણે કદિ ઉલ્લાસ પામીને પોતાનું હિત કરનાર પર તિલભર અનુગ્રહ કર્યો નથી. જે ગુણોથી મનુષ્ય મનુષ્ય નામને પાત્ર બનેછે તેમાંના એકપણ ગુણને ઔરંગઝેબનાં હૃદયમાં સ્થાન મળ્યું ન હોતું. શરણાગત શત્રુ પર પણ દયા કરતો ન હોતો. જે શત્રુ તેને શરણે આવતો તેને તે તત્કાળ

પાદાક્રાંત કરીને તેના પર વેર લેતો. ગોલકુંડાનાં રાજાને તેણે પિડીત કર્યો હતો; પરંતુ ઉદાર હૃદયી રજપૂતોનું ચરિત્ર તેનાં ચરિત્રથી સર્વાંશે ઉલ્ટા પ્રકારનું હતુ. નૃશંસ બાદશાહ હૃદયપર પાષાણ મૂકીને મહા અનિષ્ટ કરવાને જરાપણ અચકાતો નહોતો; પરંતુ દયાનિધી મેવાડના રાણા **રાજસિંહે** તેને અસંખ્યાવાર ક્ષમા આપી હતી.

હિંદુજાતિ ઉપર 'જજીયા' નામનો માથાદીઠ વેરો નાંખીને હિંદુ જાતનું તેણે હડહડતું અપમાન કર્યું, જેથી તેનાં મરણબાદ મોગલ સામ્રાજ્ય ઉન્નતિનાં શિખરપરથી ગબડી પડયું અને તેનાં મરાઠી રાજયનાં ઉદયથી ચૂરેચુરા થઈ ગયા ઔરંગઝેબ સાથે મોગલ શહેનશાહી દફનાઇ.

મુગલાઇ એટલે ઇસ્લામની પરાકાષ્ટા. અને અકબર તેનો કેંદ્રસ્થ મહારથી ઔરંગઝેબ ઇસ્લામનો ઓલીયો અને મહાસેના વચ્ચે નિમાઝ પઢાવતો ચૂસ્ત મુસ્લીમ ફકીર બાદશાહ થવા સર્જાયલો. પરંતુ હૃદય પાષાણનું. ઇસ્લામ દઢ કરતાં શહેનશાહતની ઘોર ખોદી. રાજકીય ડહાપણની ખામીને લીધે-અકબરનીતિ-તરછોડી મોગલાઇનો પાયો નબળો કર્યો. દુર્ગાદાસ-શિવાજી-શિખો અને રાજા રાજસિંહ આદિને દુશ્મનો ઉભા કર્યા. જઝીયા વેરો નંખી હિંદુઓના હૃદયો તરછોડયા અને એક આંખે ન્યાય તોલ્યો; અને પરિણામે મુગલાઇની ભવ્ય ઇમારત તૂટી પડી અને શિવાજીના ભગવા ઝૂંડાની હાકલ હિંદના એક ખૂણાથી બીજા ખૂણા સુધી સંભળાવા લાગી. મુગલાઇ ગઇ; મરાઠા ગયા. પેશ્વાઈ પડી અને બ્રીટીશ મહારાજ્ય સ્થપાયું, એ સમયની બલિહારી કે વિધિ લેખ!

આ પ્રમાણે ઇ. સ. ૧૬૫૮ માં ઔરંગઝેબ પોતાનાં બાપનાં છતાં ગાદીએ બેઠો. તેણે ૧૬૫૯ માં શાહ નવાઝખાનને

**શાહનવાઝખાન** ગુજરાતનો સુબેદાર નીમ્યો. નવાઝખાન દારાને મળી
૧૬૫૯ ગયો અને રાજ્ય મેળાવવા ફરીથી નસીબ અજમા-
વવા લાગ્યો; પરંતુ ફાવ્યો નહીં. તેથી કચ્છ અને
ત્યાંથી સિંધ ગયો. ત્યાં પકડાયો અને ઔરંગઝેબને સોંપી દેવાયો. જસવંત-
સિંહને ઔરંગઝેબે સુબેદારી આપી અને ગુજરાતને
**જસવંતસિંહ** ઠંડું પાડયું ઇ. સ. ૧૬૬૨ માં મહાબતખાન સુબેદાર
**૧૦૫૯-૧૬૬૨** નીમાયો અને જસવંતસિંહ શિવાજી સ્હામે દખ્ખણમાં
**મહાબતખાન** ગયો. ઇ. સ. ૧૬૬૪ માં શિવાજીએ સુરત લૂટયું.
૧૬૬૨-૬૮ મહાબતખાન જાતે સુરત આવવા નીકળ્યો. પરંતુ
શિવાજી તો કયારનોએ રાયગઢ પહોંચી ગયો હતો.
મહાબતખાને સુરતની આસપાસ કોટ ચણાવ્યો; વળી તેણે લોઢાનાં
સિક્કાને બદલે ત્રાંબાનાં સિક્કા પડાવ્યા.

ઇ. સ. ૧૬૬૮ માં બહાદુરખાન ખાનજહાન ગુજરાતનો સુબેદાર
**બહાદુરખાન** નીમાયો. ઇ. સ. ૧૬૭૦ માં શિવાજીએ ફરીથી ગુજ-
**ખાનજહાન** રાત લૂટયું. ઇ. સ. ૧૬૭૧ માં જસવંતસિંહ બીજી-
૧૬૬૮ વાર ગુજરાતમાં નીમાયો. ઈ. સ. ૧૬૭૪ માં મહમ્મદ
**જસવંતસિંહ** અમીનખાન નીમાયો. તેણે કાંકરેજનાં કોળીઓને વશ
**૧૬૭૧** કર્યા અને જૂનાગઢનો કીલ્લો સમરાવ્યો. ઔરંગઝેબે
હિંદુઓ ઉપર જજીયા અને મુસલમાનો ઉપર ઝકાતવેરો નાંખ્યા. મહમદ
અમીનખાન ઘણો બાહોશ સુબેદાર ગણાયો. અમદા-
**મહમ્મદ અમી-** વાદમાં અબુબકરે હુલ્લડ કર્યું હતું, પરંતુ અમીન-
**નખાન** ૧૬૭૪ ખાને ખામોશ પકડી અને ખાણામાં ઝેર દઈ માર્યો
અને બંડ સમાવ્યું. ઇ. સ. ૧૬૮૩ માં મુખતારખાન
નીમાયો તેનાં વખતમાં અમદાવાદમાં ભારે દુકાળ પડયો. મુખતાર-
ખાનનાં મરણ બાદ સુજાતખાન (કારતલબખાન)

**મુખતારખાન** સુબેદાર નીમાયો બાદશાહે તેને બંડ સમાવવાથી
ઈ. સ. ૧૬૮૩ ખુશ થઇ સુજાતખાનનો ઇલ્કાબ આપ્યો જોધપુરનાં
દુર્ગાદાસ રાઠોડે બંડ કર્યું; પરંતુ સુજાતખાને તે
સમાવ્યું; વળી તેણે દ્વારિકાનાં કીલ્લાનો કોટ સમરાવ્યો.

**શાહજાદો** આઝમ ફરીથી સુબેદાર નીમાયો. અને ૧૭૫૦
**મહમ્મદ આઝમ** માં ઇબ્રાહીમખાન નીમાયો. ઈ. સ. ૧૭૦૫ માં ધનાજી
૧૭૦૩ જાધવ નામનાં સરદાર હેઠળ મરાઠાઓ ગુજરાતમાં
ધસી આવ્યા અને મુસલમાનોની છાવણીઓ લૂંટી. વળી કોળી લોકોએ
**ઇબ્રાહીમખાન** પણ બખેડા કરવા માંડયા. આ પ્રમાણે બખેડાઓ
૧૭૦૫ વધી પડવાથી ઈ. સ. ૧૭૦૬ માં ઇબ્રાહીમખાન
ફરીથી સુબેદાર નીમાયો. ઈ. સ. ૧૭૦૭ માં ઔરંગઝેબ મરણ
**મહમ્મદ** પામ્યો અને મરાઠાઓ બાલાજી વિશ્વનાથની
**બિદારખાન** સરદારી હેઠળ ગુજરાતમાં દાખલ થયા. અને મહુધા
૧૭૦૫ લુટયું અને અમદાવાદમાં છાવણી નાંખી. મુસલમાન
**ઈબ્રાહીમખાન** સુબેદાર ગભરાયો, અને બાલાજી સાથે કોલકરાર
૧૭૦૬ કર્યો અને રૂ. ૨,૧૦,૦૦૦ ની ખંડણી આપી મરાઠા-
ઓને વિદાય કર્યા.

**૧૭૦૭થી ૧૭૫૭–અવ્યવસ્થાઓનાં વર્ષો**–૧૭૦૭માં ઔરંગ-
ઝેબ મરણ પામ્યો અને મરાઠાઓ બાલાજી વિશ્વનાથની સરદારી હેઠળ
ગુજરાતમાં દાખલ થયા અને અમદાવાદમાં છાવણી નાંખી. મોગલ
સુબેદારે બાલાજી સાથે કોલકરાર કીધા અને બે લાખની ખંડણી
આપી મરાઠાઓને વિદાય કર્યા એ વાત આપણે આગળ કહી ગયા.

૧૭૦૮--૧૭૧૦ ગાઝીઉદ્દીન—આસદખાન અને અજીતસિંગ

૧૭૧૬—સમસામુદ્દૌલ્લા

૧૭૨૨—નિઝામઉલ્મુલ્ક

આ અરસામાં કાંતાજી તથા પીલાજી ઘૂમવા લાગ્યા. આ સાંભળી દક્ષિણમાંથી ખંડેરાવ સેનાપતિનો દીકરો ત્રંબકરાવ દાભાડે મોટી ફોજ સાથે ગુજરાત ઉપર ચઢી આવ્યો ને ખંભાતને ઘેરો ઘાલ્યો. મુબારીઝે મહીની દક્ષિણની ઉપજમાનો થોડોક હીસ્સો પીલાજીને આપવા કબુલ કર્યો. ઇ.સ. ૧૭૨૯ માં મુબારીઝે બાજીરાવને ઉપજનો ચોથો તથા દશમે હીસ્સો આપવા ઠરાવ કર્યો.

પછી **અભેસિંગ** ગુજરાતનો સુબો ઠર્યો. અભેસિંગે પીલાજી ગાયકવાડનું ખૂન કરાવ્યું અને વડોદરૂં લીધું. ખંડેરાવ સેનાપતિની વિધવા બાઈ ઉમાબાઈ, પીલાજીના ખૂનનું વેર લેવા કાંતાજી તથા પીલાજીના દીકરા દામાજી સાથે અમદાવાદ આવી. મહારાજે ચોથ તથા દશમા હિસ્સા ઉપરાન્ત એંસી હજાર અમદાવાદનાં ભંડારમાંથી આપવાનો હૂકમ કર્યો. પછી ઉમાબાઇનો દીકરો **જાદોજી દાભાડે** પોતાનો હક્ક લેવા ગુજરાત આવ્યો. અભેસિંગ પછી મોમીનખાન સૂબો નીમાયો. **મોમીનખાને** અડધું શહેર મરાઠાઓને આપી દીધું અને મરાઠાઓને વિદાય કર્યા. આ સાંભળી દિલ્હીનો બાદશાહ ખૂશ થયો અને મોમીનખાનને આબરૂનો પોશાક–સમશેર અને કીંમતી ચીજો મોકલી. ઇ.સ. ૧૭૪૩માં મોમીનખાન મરણ પામ્યો અને અઝીઝખાન પછી ફકરૂદૌલા નીમાયો. ઇ.સ.૧૭૪૮માં દિલ્હીનો બાદશાહ મહમ્મદશાહ મરણ પામ્યો અને શાહજાદો અહમદશાહ બાદશાહ થયો. તેણે મહારાજ વખતસિંગને ગુજરાતનો સુબો બનાવ્યો. તે મોગલો તરફનો છેલ્લો સૂબો હતો.

સદાશિવ રામચંદ્ર ને દામાજી ગાયકવાડે અમદાવાદમાં દાખલ થઈ કારભારની વ્યવસ્થા કરવામાંડી. ઇ. સ. ૧૭૬૧ માં મરાઠાઓની પાણીપતમાં હાર થઇ ત્યારે દિલ્હી દરબારે ગુજરાતનાં અમીરોને કહેવડાવ્યું કે તેઓએ એકઠા થઈ ગુજરાતમાંથી મરાઠાઓને હાંકી કાઢવા. પણ તેઓ ફાવ્યા નહિ. **દામાજી** ગાયકવાડે ખંભાતમાં મોમિનખાનને હરાવ્યો ને ગામ લૂટયું. પાછળથી દામાજીએ વિસલનગર, ખેરાળુ, બિજાપુર અને પાટણ પણ જીતી લીધાં.

## મરાઠી રિયાસત

## શૂર શિવાજી-ગૌબ્રાહ્મણ પ્રતિપાળ

(૧)

શાહજી અને જીજીબાઇનો પુત્ર, દેવી ભવાનીનો પરમભક્ત, રામદાસ સ્વામિનો કોડિલો શિષ્ય-ઘણાં વર્ષથી જડ ઘાલી બેઠેલી મોગલાઇને મૂળમાંથી હચમચાવી નાંખનાર, છેક સિપાઇમાંથી મરેઠી સામ્રાજ્ય સ્થાપનાર, હિંદુત્વનું ભાન કરાવી પ્રજાની નસમાં ઉન્હું રકત રેડનાર ગૌબ્રાહ્મણ પ્રતિપાલ મહારાજા શૂર શિવાજીનો ઇતિહાસ એટલો તો જ્વલંત છે કે રાજરંગમાં તે નવું પ્રકરણ ઉઘાડે છે. ઈ. સ. ૧૬૨૭માં પુણા પાસે આવેલા 'શિવનેરી'માં આ મરેઠી રાજ્યના ભાગ્યવિધાતાનો જન્મ થયો. અને મરેઠી રાજ્યનો ઉદય થયો.

દખ્ખણની સ્થિતિ અંધાધુંધી ભરેલી હતી. આ અંધાધુંધીમાંથી **શિવાજીએ** જોઇતા સાધનો મેળવ્યા. એક પછી એક દૂર્જય ગઢો મેળવવા માંડયા અને **છેવટે 'છત્રપતિ'** થયા. મોગલ બાદશાહ ઔરં-

ગઝેબના પંઝામાંથી યુક્તિથી છુટયો. અફઝૂલખાનને વાઘનખથી માર્યો અને મરેઠી રાજ્ય સ્થાપ્યું. એ એના રાજ્યની એક પછી એક બનેલી બિનાઓ. ધર્મ ઉપર પ્રીતિ, હિંદુત્વનું અભિમાન, સ્ત્રીઓ માટે ખરૂં માન, શૂરાતનનો નીશો–એ ત્હેની મરેઠી રાજયરૂપી ભવ્ય ઇમારતનાં સ્થંભો–વિધર્મી પ્રતિ પણ માન–એ તેના વિજયની એક ચાવી. સત્ય, સમાનતા અને કોમેલપણું એ તેની રાજનીતિના સૂત્રો. છિન્નભિન્ન સ્થિતિમાંથી હિંદુની એક પ્રજા બનાવી. મોગલાઇની જાહોજલાલી સમયે જ્યારે કોઇ ચૂં કે ચાં પણ ન કરી શકતું તે સમયે શિવાજીએ માથું ઉંચક્યું અને એક મહારાજ્ય સ્થાપ્યું એ શું જેવી તેવી વાત છે? ચૂસ્ત હિંદુ છતાં ધર્માંધ નહિ, દયા અને પ્રેમ માટે જાણે બીજો ગૌતમ બુદ્ધ–સ્વદેશીઓને હંફાવનાર છતાં ક્રૂર નહિ–પ્રેમી છતાં સ્વછંદી નહિ–એ તેના મહાન ગુણો એ ગુણોએ સર્વના હ્રદયમાં માન અને પ્રીતિ ઉત્પન્ન કરી–હિંદુઓને ગૌરવ આપ્યું, શત્રુઓને શિકત આપી અને દખ્ખણમાં દયાધર્મ ફેલાવ્યો. મહારાજા જયસિંહદેવ અને પૃથ્વીરાજ ચૌહાણની હારમાં બેસે એવા શૂરવીર શિવાજી મહારાજા થયા. કવિશ્રી ન્હાનાલાલનાં શબ્દોમાં આલેખીયે તો "**શિવાજી મહારાજ એટલે હિંદુપતનની પુનઃ સ્થાપનાની હાકલ**"

દખ્ખણનાં છિન્નભિન્ન સરદારોને શોધી શોધી શિવાજીએ એક લદાયક ટૂકડી બનાવી અને પોતાનાં ઉજ્વળ અને નિષ્કલંક ચારિત્ર્યથી સર્વમાં માન અને જૂસ્સો પેદા કર્યો. પરદેશી હકૂમતથી પ્રજા કંટાળેલી હતી અને શિવાજીએ તેનામાં સ્વદેશપ્રેમ અને રાષ્ટ્રીય ભાવના જગાડી. આ રાષ્ટ્રીય પ્રેમનો અધિષ્ઠાતા તે શિવાજી. તેથીજ આજે પણ તેઓ આટલા બધા પૂજાય છે.

અનેક લૂંટો કરવા છતાં તેની મુરાદ તૈમૂર, નાદિરશાહ કે અલેકઝાંડર જેવી ન હતી; અફઝૂલખાન અને ચંદ્રરાવ મોરે સાથેની તેની વર્તણુકનો બચાવ એ છે કે વિપક્ષીઓ તેને જાળમાં ફસાવતા હતા અને તેથીજ शठं प्रति शाठ्यम् । એ ચાણક્યની કુટિલ નીતિ પ્રમાણે એને વર્તવું પડયું હતું. તેનામાં ધર્મ પ્રતિ અનહદ માન હતું. એક વખત કુરાન તેના હસ્તમાં આવ્યું; પરંતુ તેણે તેને ઘણાજ માનથી પાછું પાઠવ્યું હતું. તેની રાજનીતિ સમાનતાની હતી. બ્રાહ્મણ મરાઠા, પ્રભુ વિગેરેને સમાન દૃષ્ટિથી ન્યાય મળતો. પ્રધાન મંડળની મદદથી રાજ્ય વહિવટ, લશ્કર અને ગઢમાં વિશ્વાસુઓને સ્થાન એ તેની કાબેલ નીતિ કહી આપે છે. જો મરાઠાઓએ સંપ જારી રાખ્યો હોત તો મરાઠી રિયાસતને ધોકકો પહોંચત નહિ; પરંતુ પ્રધાન મંડળથી વહીવટ ચાલ્યો નહિ અને લશ્કર રાજસત્તા કરતાં પણ બળવાન થયું. સ્વતંત્રતા, સ્વરાજ્ય અને ન્યાય એ તેનાં અંતિમ સૂત્રો હતાં. શિવાજી મહારાજનો સૌથી ઉદાત્ત ગુણ વિશુદ્ધ ચારિત્ર્ય હતું. કલ્યાણ લીધા બાદ **અબાજી સોનદેવ** નામના તેના સરદારે મોગલ સેનાપતિ મૌલાનાની ખુબસુરત ભત્રીજીને કેદ કરી. શિવાજી સન્મુખ આણવામાં આવી ત્યારે મહારાજ શિવાજી ઘણા ગુસ્સે થયા અને સ્ત્રીને છાજે તેવા માન સાથે તેને પાછી મોકલવામાં આવી. મહારાણા પ્રતાપને જેમ વ્હાલામાં વ્હાલી વસ્તુ '**ચૈત્ય**' અશ્વ હતો તેમ શિવાજીને '**ભવાની**' તલવાર હતી; અને એક ભવાનીની સહાયથી તે મોગલ સલ્તનત સ્હામે ઝૂઝયો અને મરાઠી સત્તા સ્થાપી. ધન્ય છે તે મહારાજા શૂર શિવાજીને !

આ પ્રમાણે મરાઠી રાજ્યની સ્થાપના શૂર શિવાજીનાં હસ્તે થઇ અને મરાઠી રિસાયત છેક ૧૮૫૭ના બળવા સુધી ટકી એમ કહીએ તો ખોટું નથી. શૂર શિવાજીનો જન્મ ઇ. સ. ૧૬૨૭ માં થયો હતો. **સ્વામી**

**રામદાસે** તેનામાં ગૌબ્રાહ્મણ પ્રતિપાલનનો મંત્ર ઠસાવ્યો. શિવાજીએ એક ન્હાનામાં ન્હાની સિપાઇગિરીમાંથી રાજ્યપદ મેળવ્યું અને મરાઠી રિયાસતનો મજબુત પાયો નાંખ્યો. તેણે સુરત ૧૬૬૪, ૧૬૬૬ અને ૧૬૭૦ માં લૂટ્યું અને પુષ્કળ ધન મેળવ્યું. મોગલ બાદશાહ ઔરંગઝેબ તેની પાછળ પડયો; હતો દિલ્હીમાં તેને કેદ પકડયો હતો; પરંતુ મિઠાઇના ટોપલામાં બેસી તે કિલ્લામાંથી ન્હાસી છૂટયો. શિવાજી પછી તેનો છોકરો **સંભાજી** રાજા થયો; પરંતુ તે નબળો, બાયલો અને એશઆરામી હતો. સંભાજી પછી શાહુ રાજા થયો. પરંતુ તે કેદ પકડાયો. ઔરંગઝેબનાં મરણ પછી તે છૂટયો; પરંતુ શાહુ એશઆરામી હતો અને તેણે સઘળો કારભાર બ્રાહ્મણ પ્રધાન બાલાજી વિશ્વનાથ પેશ્વાને સોંપ્યો. બાલાજી પછી બાજીરાવ અને પછી બાલાજી બાજીરાવ એમ ત્રણ પેશ્વાઓ થયા. આ અરસામાં મરાઠી રિયાસત મજબૂત બની. અહમદશાહ અબદલ્લીએ ઇ. સ. ૧૭૬૧માં બાલાજી બાજીરાવને પાણિપતનાં મેદાનમાં હરાવ્યો; ત્યારથી મરાઠી રિયાસત હચમચી ઉઠી. મરાઠાઓમાં ચાર અમલદારો મૂખ્ય હતાઃ વડોદરામાં ગાયકવાડ, ગ્વાલીઅરમાં સિંધિયા, ઇંદોરમાં હોલ્કર અને નાગપૂરમાં ભોંસલે. તેઓ ચોથ અને સરદેશમૂખી ઉઘરાવતા. મરાઠી રાજ્ય નબળું પડતા તેઓ સ્વતંત્ર થઇ પડયા.

## ગાયકવાડી અમલ

(૨)

આપણે ઉપર જોઈ ગયા તેમ ગુજરાતમાં ચોથ અને સરદેશમુખી ઉઘરાવનારા **ખંડેરાવ દાભાડે** અને **દામાજી ગાયકવાડ** હતા. પેશવાએ પોતાનાં ભાઇ **ચીમનાજી આપાને** ગુજરાત મોકલ્યો. સૂબાએ દરીઆની તમામ ઉપજ ઉપર સરદેશમુખી કબૂલી. પિલાજી ગાયકવાડ મુતાલિક નિમાયો.

આ વખતે અમદાવાદ માટે મોગલ સરદાર અને સૂબો લઢતા હતા. તેમણે પિલાજીની મદદ માંગી અને તે માટે મહી નદીના મુલકમાંથી ચોથ લેવાનો હક મળ્યો. પિલાજીએ વડોદરામાં ગાદી સ્થાપી અને લેવાય તેટલી ખંડણી લેવી શરૂ કરી; પરંતુ મોગલ સુબા **અભયસિંહે** તેને ડાકોરમાં મારી નંખાવ્યો.

ઇ. સ. ૧૭૪૮માં ઉમાબાઈ મરણ પામી અને દામાજી ગૂજરાતનો મુખત્યાર નીમાયો. તેણે ગાયકવાડનાં કૂળને ઉંચામાં ઉંચી સ્થિતિએ પહોંચાડયું. હવે ગુજરાત મરેઠી રાજ્યનો એક ભાગ ગણાવા માંડયું. પેશ્વા અને ગાયકવાડે અમદાવાદ જીતી લીધું અને ગુજરાતમાંથી મોગલ સત્તાનો અંત આણ્યો. બાજીરાવ પેશ્વાનો હુકમ **ત્ર્યંબકજી દાભાડેએ** ન માન્યો તેથી પેશ્વાએ આવી તેને લઢાઇમાં માર્યો. પછી સને ૧૭૩૧માં ગુજરાતનું કામ **પીલાજી** ગાયકવાડને મળ્યું. તે ચોથ વિગેરે ઉઘરાવવા લાગ્યો. મરાઠાનું કૌવત વધતું ગયું અને મૂગલાઇ રાજ નાશ પામવા લાગ્યું. ગાયકવાડે **વડોદરા** પોતાની રાજધાની કરી ઘણોક મૂલક ખાલસા કરી દીધો ને રજપૂત રાજારજવાડા તથા મુસલમાન નવાબો અને તાલુકદારો રહ્યા તેમની કનેથી જબરાઈથી લેવાઈ તેટલી ખંડણી લેવા માંડી. ગુજરાતની ઉપજનો કેટલોક ભાગ પેશ્વાનો હતો તેથી તેમના તરફનો સૂબો પણ અમદાવાદમાં રહેતો.

દામાજી પછી પીલાજી થયો તેણે પેશ્વા સરકાર અને ગાયકવાડનો હીસ્સો મુકરર કર્યો.

રાઘોબા અને મુંબઈ સરકાર વચ્ચે ૧૭૭૫માં કરાર થયા એની રૂઇએ અંગ્રેજે એને નવો પેશ્વા માન્યો. રાઘોબા સાષ્ટી, વસૈ, જંબુસર ને ઓરપાડ આપે. વળી અંકલેશ્વરની ઉપજમાંથી પોણો લાખ આપે અને તે પરગણું આમોદ અને હાંસોટ ને વલસાડ અંગ્રેજે આપેલી

ફોજના ખરચ માટે મહિને દોઢ લાખ આપવાનાં એવી જામીનગીરીમાં હવાલામાં સોંપે. સને ૧૭૭૬ ની ૧ લી માર્ચે **પુરંધર** મુકામે નવા કરાર થયા અને અંગ્રેજે રાઘોબાને મદદ કરવી નહીં એમ ઠર્યું. ગોગર્ડે અમદાવાદ જીતી લીધું. ઇ. સ.૧૭૮૨ માં **સાલબૈ**માં કોલકરાર થયા. ભરૂચ સિંધિયાને મળ્યું. રાઘોબાને ૨૫ હજારનું પેન્શન થયું અને તે કોપરગામ જઇ રહ્યો અને થોડે મહીને મરણ પામ્યો.

૭ વર્ષ સુધી ગુજરાત ગાયકવાડનીજ સત્તામાં હતું. દામાજીનાં મરણ પછી તેનો મોટો છોકરો સયાજીરાવ હકદાર વારસ હતો; પરંતુ તે રાજકાર્ય કરે એવી સ્થિતિમાં ન હોવાથી તેનો નાનો ભાઇ **ફતેસિંહરાવ** કામ કરનાર નીમાયો ફતેસિંહના મરણ પછી **માનાજી** વાલી ઠર્યો. ગોવિંદરાવે સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો પરતુ તે ફાવ્યો નહિ.

માનાજી પછી **ગોવિંદરાવ** થયો અને તેણે પોતાનાં ભાઇના પ્રતિનિધિ રૂપે બે વર્ષ ગુજરાતમાં અમલ કર્યો.

સને ૧૭૯૬માં રાઘોબાનો દીકરો બાજીરાવ પેશ્વા થયો. તેણે પોતાના નાનાભાઇને ગૂજરાતનો સૂબો કર્યો આ **સેલુકર** ગૂજરાતમાં કામ કરવા આવ્યો.

સને ૧૭૯૭ માં પેશ્વાએ ગુજરાતમાં પોતાના હકક પાંચ વર્ષ ઇજારે આપવાનું ઠરાવ્યું; પરંતુ ઇજારો લેવા પહેલાં ગોવિંદરાવ મરણ પામ્યો દોલતરાવ સીંધીયાને આ વાત અયોગ્ય લાગવાથી તેણે પેશ્વાને તથા સેલુકરને કેદ કર્યા; પરંતુ સેલુકર દસ લાખ આપી છૂટયો. સેલુકરે ગાયકવાડનાં મૂલકમાંથી પણ નાણું કઢાવવા પ્રયત્ન કર્યો; તેથી ગોવિંદરાવ ગાયકવાડ તેનો દુશ્મન બન્યો.

ગોવિંદરાવે અંગ્રેજોની મદદ માંગી. અંગ્રેજોએ સુરત પોતાનું કર્યું અને ગાયકવાડ પાસે પણ કેટલોક મૂલક માંગ્યો, પરંતુ તેણે આપ્યો નહિ; તેથી ગોવિંદરાવને અંગ્રેજોની સહાય મળી નહીં. ગોવિંદરાવે શિવરામ ગાડદીને સેલુકરને કબજે કરવા અમદાવાદ મોકલ્યો. સેલુકર બેફીકર રહ્યો. અમદાવાદમાં ગાયકવાડની હવેલીમાં તેનો સુબો રહેતો હતો તેને કાઢી મૂકયો અને હવેલીનો કબજો લેવામાં સેલુકરે બધો વખત ગાળ્યો; પરંતુ લડવા માટે જોઈતી તૈયારી કરી નહીં. સેલુકર સામો થયો; પરંતુ તે કેદ પકડાયો. સાત વર્ષ પછીથી અંગ્રેજે તેને છોડયો.

સેલુકરે ગાયકવાડની હવેલી લેતાં વિલંબ કર્યો હતો તેથી હજી પણ કહેવત ચાલે છે કે:—

'હવેલી લેતાં ગુજરાત ખોઈ.'

ગોવિંદરાવે દર વર્ષે પાંચ લાખ આપવાનાં કરી ગુજરાતમાંનો પેશ્વાનો ઈજારો રાખ્યો અને પેશ્વાની સત્તા ઉડાડી. સને ૧૮૧૮માં અમદાવાદ અંગ્રેજોને હાથ આવ્યું.

આ અરસામાં ગોવિંદરાવ મરણ પામ્યો અને આનંદરાવ વારસ હોવા છતાં તે અશકત હોવાથી કાનોજીએ તેને કેદ કર્યો. કાનોજી જૂલ્મી હોવાથી માજી દિવાન રાવજી આપાજીએ તેને કેદ કર્યો અને પોતે સત્તાધીશ બન્યો.

આનંદરાવનાં અમલમાં તેના પીતરાઈ ભાઈ મલ્હારરાવે ગાયકવાડી કુટુંબનાં કેટલાંક માણસો જોડે મળી જઈ કડીમાં બંડ કર્યું. આનંદરાવની કુમકે અંગ્રેજો આવવાથી બંડખોર સરદારો હાર્યા. મલ્હારરાવને પકડી નડીઆદમાં નજર કેદ કર્યો. સ્ત્રીઓ હજી પણ ગરબામાં ગાય છે કે 'શહેરનો સુબો કયારે આવશે રે.'

અને ૧૮૦૨ માં અંગ્રેજ સરકાર સાથે થએલા કોલકરાર પ્રમાણે ૨૦૦૦ માણસનું લશ્કર વડોદરામાં રહેવા લાગ્યું અને અંગ્રેજ સરકારે ખંડણી ઉઘરાવાનું કામ માથે લીધું. લશ્કરનાં ખર્ચ માટે કેટલોક મૂલક મળ્યો અને ગાયકવાડ ખંડીઓ રાજા થયો.

આનંદરાવ પછી **સયાજીરાવ ગાદીએ** બેઠો. સને ૧૮૧૪ માં ઇજારો પૂરો થવાથી બાજીરાવે **ત્ર્યંબકજી ડેંગલેને** અમદાવાદનો સર સુબો નીમ્યો.ત્ર્યંબકજીએ ૧૮૧૫ માં ગંગાધર શાસ્ત્રીજીને મારી નંખાવ્યો, છેવટે ત્ર્યંબકજી ડેંગલેને પેશ્વાએ સોંપી દીધો. ૧૮૧૭ માં નવા કોલકરાર થયા અને પુના અને વડોદરા ઉપરના દાવા બાબતની તકરારનો પણ નીવેડો કરવામાં આવ્યો. પેશ્વાએ ગાયકવાડના તાબાના મૂલકો છોડી દેવા અને પાછલાં કરજનાં બદલામા દરવરસ ચાર લાખ આપવા. ગુજરાતનો ઇજારો હંમેશને માટે ગાયકવાડને આપવામાં આવ્યો. વર્ષે સાડાચાર લાખ લઇને વળી એ કોલકરારથી ઓરપાડ સિવાય ગુજરાતમાં પેશ્વાને જે મળતું તે પણ બ્રિટિશને હવાલામાં આપ્યું. ૧૮૧૭ માં ગાયકવાડ સાથે નવા કરાર થયા. અંગ્રેજની ફોજને માટે અમદાવાદનો હિસ્સો આપી દીધો. વળી સુરતનાં કેટલાક પરગણાં, ખેડા તાલુકાનું ઉમરેઠ અને અમદાવાદના ઇજારાના હક બ્રિટિશને આપી દીધા. ૧૮૧૯ માં પેશ્વાના મુલકની છેલ્લી વ્યવસ્થા થઇ. તેથી ગુજરાતમાં સત્તાના હક અંગ્રેજને મળ્યા. બીજે વર્ષે કાઠીયાવાડની ખંડણી તથા ઘાસ-દાણો એ બાબતમાં પેશ્વા તથા ગાયકવાડના હિસ્સા તપાસવામાં આવ્યા. ગાયકવાડનાં કામદારોએ જબર દસ્તી કરેલી માલૂમ પડી જેથી ગાયકવાડને અંગ્રેજ સરકારે ફરજ પાડી કે કાઠીયાવાડમાં એક બ્રિટિશ અમલદાર રાખવો. તેવીજ ગોઠવણ મહીકાંઠામાં પણ

કરવામાં આવી. આવી રીતે કાઠીયાવાડ અંગ્રેજનાં કબજામાં આવ્યું (૧૮૨૦)

સયાજીરાવ પછી તેનો દીકરો **ગણપતરાવ** ગાદીએ આવ્યો. અને ૧૮૫૬માં રેલ્વે બાંધવા માટે તેણે સરકારને જમીન આપી. ગણપતરાવ પછી ખંડેરાવ થયો અને તેનાં પછી **મલ્હારરાવ** થયો. તેણે ખંડેરાવના માણુસો પર સીતમ ગુજાર્યો. અંગ્રેજોની સુચનાથી મર્હૂમ દાદાભાઇ નવરોજીને દિવાન નીમ્યા અને રાજ્યમાં સુધારા કરાવ્યા. રેસીડંટ કર્નલ ફેર સાથે મલ્હારરાવને બન્યું નહીં અને કર્નલ ફેરે લખ્યું કે તેને ઝેર આપવાની પેરવી થઇ હતી. છેવટે મલ્હારરાવને પદભ્રષ્ટ કરવામાં આવ્યા અને મદ્રાસમાં નજર કેદ રાખ્યા.

મલ્હારરાવને પુત્ર ન હોવાથી માલેગામ તાલુકાના ગાયકવાડ કુટુંબનાં ગોપાળરાવને ખંડેરાવની વિધવા જમનાબાઇએ દત્તક લીધા અને તેઓ તે આપણાં હાલનાં શ્રીમંત મહારાજા સયાજીરાવ ત્રીજા ગાયકવાડ નરેશ છે. તેનાં વખતમાં સર ટી. માધવરાવે ઘણાં સુધારા દાખલ કર્યા.



અને ૧૮૮૧ માં સયાજીરાવ પંડે રાજ્ય કરવા લાગ્યા. તેમણે શ્રી **રોમેશ ચંદ્ર દત્ત** નામના બાહોશ

બંગાલીને પોતાનાં પ્રધાન નીમ્યા અને રાજ્યમાં ફરજીયાત કેળવણી, પુસ્તકાલય, લગ્ન, ન્યાય અને મહેસુલ ખાતામાં સુધારો વિગેરે બાબતોમાં જોઇતા સુધારા દાખલ કર્યા, જેથી ગાયકવાડ રાજ પહેલા નંબરનું દેશી રાજ ગણાવા લાગ્યું. વડોદરાનાં ગાયકવાડોની તવારીખ આ પ્રમાણે:-

પીલાજી ૧૭૩૧, દામાજી ૧૭૩૨. ફતેસિંહ ૧૭૬૯, માનાજી ૧૭૮૮, ગોવિંદરાવ ૧૭૯૨, આનંદરાવ ૧૮૦૦. બીજા સિયાજીરાવ ૧૮૧૯, ગણપતરાવ ૧૮૪૭, ખંડેરાવ ૧૮૫૩, મલ્હારરાવ ૧૮૭૧, સયાજીરાવ ત્રીજા ૧૮૭૫.

કચ્છનાં રણમાંથી કેટલુંક મીઠું ગુજરાત ભણી આવતું હતું. તેને જે કોથળીમાં રાખેલું તેમાં પહેલું સિંદુર હતું તેથી મીઠાનો રંગ લાલ થયો. આ ઉપરથી સરકારની નીતિ વટાળવાની છે જાણી લોકો ઉશ્કેરાયા. તેમજ ન્યાયની પદ્ધતિમાં પણ ફેરફાર કરવામાં આવેલો; વળી એવામાં ભરૂચમાં મુસલમાન તથા પારસી વચ્ચે ઝગડો થયેલો આથી બેદિલિ ઉત્પન્ન થઇ. ૧૮૫૭માં મહુની નેટિવ ઇન્ફન્ટ્રીએ બંડ કર્યું તથા ગુજરાત હોર્સના કેટલાક સવારોએ લડાઇનો સામાન લૂંટી લીધો. તા. ૫ મી ઓગસ્ટે આબુની જોધપુર બેટેલીઅને તોફાન ઉઠાવ્યું. આવા બખેડાથી સરકારે હથીઆર લઇ લીધા. એ અરસામાં **તાતીઆ ટોપી** પંચમહાલમાં ભરાયો પણ કરનલ પાર્કે તેને ઉદેપુર આગળ હરાવ્યો અને તાતીઆ ટોપી લશ્કર છોડી નાઠો.

૧૮૫૯ માં ઓખામંડળનાં વાઘેરાએ બંડ કર્યું અને દ્વારકા લૂંટ્યું. મુંબઇથી લશ્કર આવ્યું અને દ્વારકા જીત્યું.

આ પ્રમાણે છુટા છવાયા બખેડાઓ સમાયા બાદ વળી પાછી શાંતિ પથરાઇ.

# પ્રકરણ ૮ મું

## બ્રિટીશ સામ્રાજ્ય સત્તા




ર્વ કોઈ જાણે છે કે વાસ્કોડીગામા પહેલવહેલો હિંદમાં કાલિકટ બંદરે આવ્યો અને ત્યારથી હિંદના વેપારની શરૂઆત યુરોપનાં રાજ્યો જોડે થઇ. સ્પેન, પોર્ટુગાલ, અને હોલેંડની પ્રજાઓ, અંગ્રેજ અને ફ્રેંચ વારા ફરતી આવ્યા અને વેપાર માટે કંપની ઝમાવવા લાગ્યા. ઇંગ્લાંડની રાણી **ઇલિઝાબેથે** ઇ. સ. ૧૬૦૦ માં ઇસ્ટ ઇંડીઆ કંપની નામની અંગ્રેજી કંપનીને હિંદમાં વેપાર કરવાનો પરવાનો આપ્યો. અને અમુક રકમ લેવાની ઠરાવી. આ કંપનીનો વહીવટ ગવર્નરના હાથમાં હતો. પાછળથી ૫૦૦ પૌંડ શેર આપે તે પ્રોપ્રાયટર અને ૨૦૦૦ પૌંડ આપે તે ડાયરેકટર ગણાતો અને પ્રોપ્રાયટર અને ડાયરેકટર મળી કંપનીનો વહીવટ ચલાવતા. વેપાર કરવો, મુલક વસાવવો અને પોતાનું રક્ષણ કરવું એ તેમની ફરજો હતી. પાછળથી કંપનીએ દેશી રાજયોની પડતીમાં રાજકાજમાં માથું ઘાલવા માંડયું. ઇ. સ. ૧૬૧૨ માં અંગ્રેજોએ **સુરતમાં** કોઠી ઘાલી અને પછી મચ્છલીપટ્ટણ ને મદ્રાસમાં કોઠીઓ ઘાલી. ઇ. સ. ૧૬૪૦ માં **ડૉકટર હાર્ટને** શાહજહાનની કુંવરીને માંદગીમાંથી બચાવી તે બદલ અંગ્રેજોને

હુગલીમાં કોઠી ઘાલવાનો પરવાનો મળ્યો. ધન્ય છે આ અંગ્રેજને કે જેણે પોતાના સ્વાર્થ માટે એકાદ મુલકની જાગીરી ન માંગતા દેશનાં હિત માટે પરવાનો માંગ્યો ! ઈ. સ. ૧૬૬૨ માં પોર્તુગલનાં રાજા ચાર્લ્સ બીજાએ અંગ્રેજને મુંબઇ ટાપુ પહેરામણીમાં આપ્યો. ઇ. સ. ૧૭૦૭ માં મોગલ શહેનશાહ ઔરંગઝેબ જતાં દેશમાં અંધાધુધી થવા લાગી. ફ્રેંચો સત્તાનો દોર ઝમાવા લાગ્યા. પોંડીચેરી અને ચંદ્રનગર ફ્રેંચનાં સ્થાનકો હતાં. ફ્રેંચ ગવર્નર ડુપ્લે સાથે અંગ્રેજોને કલાઈવનાં નેતૃત્વ નીચે અથડાઅથડી થઇ અને કલાઇવ આર્કાટનો પ્રખ્યાત ઘેરો જીત્યો ત્યારથી અંગ્રેજોનાં વિજયનાં દુંદુભી ગગડયાં. ઇ. સ. ૧૭૬૫ માં અંગ્રેજોએ દિલ્હીનાં મોગલ બાદશાહ પાસેથી બંગાળ–બિહાર અને ઓરીસાની દિવાની મેળવી. કંપનીની જવાબદારી વધવાથી તેના ઉપર અંકુશ માટે ઇ. સ. ૧૭૭૨ માં બ્રિટિશ પાર્લામેંટે રેગ્યુલેશન એકટ પસાર કર્યો. ઇ. સ. ૧૭૮૪ માં પીટનું ઈંડીયા બીલ પસાર થયું અને તે મુજબ બોર્ડ ઓફ કંટ્રોલ નીમાયું. ઈ. સ. ૧૮૧૩ માં કંપનીને વેપાર કરવાની સત્તા ઘટી. ઇ. સ. ૧૮૩૩ માં આ સત્તા તદ્દન નાબુદ થઇ અને કંપની વેપારી મંડળી મટી કંપની સરકાર બની.

ઇ. સ. ૧૮૧૮ માં કંપની સરકારે પેશ્વાનું રાજ્ય ખાલસા કર્યું ત્યારથી ગુજરાતમાં પેશ્વાનો અમલ ઉતર્યો અને કંપની બહાદુરનું રાજ્ય દાખલ થયું. કંપની બહાદુર તરફથી નીમાએલા ગવર્નરો હિંદમાં આવતા અને વહીવટ કરતા. ઇ. સ. ૧૮૫૭નાં બળવા સુધી આ પ્રમાણે વ્યવસ્થા રહી. બળવા પછીથી હિંદની હકુમત બ્રિટીશ પાર્લામેંટનાં હાથમાં ગઇ અને **મહારાણી વિકટોરીઆએ** ૧૮૫૮ની ૧લી નવેંબરે રાજકારભાર પોતાના હાથમાં લીધો. અલ્હાબાદમાં મોટો દરબાર ભરવામાં આવ્યો અને મહારાણીનો ઢંઢેરો વાંચવામાં આવ્યો.

ઇ. સ. ૧૮૬૧ માં સિવિલ સર્વિસનો કાયદો થયો અને મુંબઇ અને મદ્રાસનાં ગવર્નરો અમુક નાના કાયદા કરવાની સત્તા આપવામાં આવી. સને ૧૮૭૭માં નામદાર મહારાણી વિકટોરીઆએ **કૈસરે હિંદનો** ખિતાબ ધારણ કર્યો. નામદાર મહારાણી ગાદીએ આવ્યાં ત્યારે તેમણે ઢંઢેરો પીટાવ્યો કે નામદાર સરકાર રૈયતના ધર્મની આડે આવશે નહિ અને ઈંગ્લાંડની પ્રજાના જેટલાજ હકો દેશીઓને મળશે. લોકોની સુખાકારી અર્થે કેળવણી—મ્યુનીસીપાલીટી--રેલ્વે--તાર વિગેરે દાખલ થયાં. ૧૮૯૯માં દુષ્કાળ વખતે સરકારે રૈયતને ખાસ દાણો વિગેરે પૂરાં પાડી રક્ષણ કર્યું. વળી બાંધકામો ઉપાડયા અને મજૂરી પૂરી પાડી. ઇ. સ. ૧૯૦૧ માં ભલાં મહારાણી વિકટોરીયા સ્વર્ગવાસી થયાં. હજી પણ મહારાણી વિકટોરીઆનો અમલ લોકો યાદ કરે છે અને તેનાં ગુણગાન ગાય છે. જેઓએ પિંઢારા તથા ધાડપાડુઓનાં જૂલમો જોએલાં તેઓ મહારાણીનાં રાજ્યથી ઘણું સુખી થયા અને દેશમાં સુલેહશાંતિનો વાયરો વાયો અને વેપારવણજ કરવાને પૂરતો અવકાશ મળ્યો.

મહારાણી પછી તેમના વડા કુંવર સાતમા એડવર્ડ ગાદીનશીન થયા. હિંદમાં **લોર્ડ કર્ઝને** (વૉઇસરોયે) મોટો દરબાર ભર્યો અને બ્રિટીશ મહારાજ્ય તરફથી **ડયુક ઓફ કોનોટ** પધાર્યા. નામદાર **એડવર્ડે** કુનેહ અને સંપથી રાજ્ય ચલાવ્યું. ઇ. સ. ૧૯૦૯માં હિંદને મોર્લી મીન્ટો સુધારા મળ્યા. મુંબઇ, મદ્રાસ અને લેફટનંટ ગવર્નરના પ્રાંતોને પ્રાંતિક ધારાસભા આપવામાં આવી. અને તેમાં ચૂંટણીનું ધોરણ દાખલ કરવામાં આવ્યું. સને ૧૯૧૦ માં મહારાજા એડવર્ડ સાતમા સ્વર્ગવાસી થયા અને હાલના મહારાજા **પંચમ જ્યોર્જ** ગાદીએ આવ્યા. **સાતમાં એડવર્ડ સુલેહ સ્થાપનાર** નામથી ઓળખાય છે.

સાતમા એડવર્ડ પછી હાલનાં મહારાજા **પંચમ જ્યોર્જ** રાજા થયા. સને ૧૯૧૧ ની બારમી ડીસેંબરે હિંદમાં તેઓ પોતે પધાર્યા હતા અને દિલ્હીમાં મોટો દબદબાભરેલો દરબાર ભરવામાં આવ્યો હતો, અને કલકત્તાને બદલે **દિલ્હી** રાજગાદી બદલવામાં આવી હતી. મહારાજા પંચમ જ્યોર્જનાં સમયમાં ઘણા સુધારા વધારા થયા છે અને હજીપણ થવાની વકી છે. ઇ. સ. ૧૯૧૪ માં જર્મની સાથે મહાવિગ્રહ થયો. એ વિગ્રહમાં અંગ્રેજ સરકાર અને મિત્ર રાજ્યોએ જીત મેળવી સુલેહ કરી. આ મહાન્ વિગ્રહ વખતે હિંદે સારી વફાદારી બતાવી હતી તથા દેશી રાજ્યોએ પણ પુષ્કળ મદદ કરી હતી. આ યુધ્ધ દરમ્યાન બ્રિટિનને મહાન સેનાધિપતી **લોર્ડ કીચનરનાં** મૃત્યુથી ભારે ખોટ ગઇ છે. પંચમ જ્યોર્જ **ખલાસી રાજા** (Sailor King) નામથી ઓળખાય છે; પરંતુ સાથે સાથે વિજયી (Victorious) વિશેષણ ઉમેરાય તો વિશેષ વાસ્તવિક છે. મુંબઇ બંદરે જ્યાં મહારાજા જ્યોર્જ ઉતર્યા હતા ત્યાં હિંદનો દરવાજો (Royal Gate of India) હંમેશ સ્મરણ તાજું રાખવા માટે બાંધવામાં આવ્યો છે.

જર્મન લડાઈ બાદ હિંદનાં રાજ્ય બંધારણમાં અગત્યના ફેરફારો થયા છે. **પેરીસની સુલેહની કોન્ફરન્સમાં** હિંદ તરફથી કુચબિહારનાં નામદાર મહારાજા અને લોર્ડ સિંહાને મોકલવામાં આવ્યા હતા.લોર્ડ સિંહા સૌથી પ્રથમ હિંદી ઉમરાવ થયા, તેઓ અંડર સેક્રેટરી ઓફ સ્ટેટ થયા અને બિહાર અને ઓરીસાના ગવર્નર પણ નીમાયા હતા. ૧૯૧૮ માં હિંદનાં સેક્રેટરી સ્ટેટ ફોર ઇન્ડીયા મી. **મોન્ટેગ્યુ** હિંદમાં પધાર્યા હતા અને **મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ** રીપોર્ટ ઘડી કાઉન્સીલ માટે વધુ હકો અને દેશીઓને અગત્યના હોદ્દા ઉપર સ્થાન એ બાબતો વિચારી **નવા સુધારા** (Reforms) બક્ષવામાં આવ્યા છે. વડી ધારાસભા એક હતી તેને બદલે બે કરવામાં આવી છે. કાઉંસીલ ઓફ સ્ટેટ અને લેજી-

રલેટીવ એસેમ્બ્લી. દરેક પ્રાંતને ધારાસભા મળી. અને હિંદના **રાજાઓનું એક નરેંદ્ર મંડળ** સ્થાપવામાં આવ્યું. ઈ. સ. ૧૯૨૧ માં ડયુક ઓફ કોનોટની હિંદમાં પધરામણી થઇ હતી અને શિશિરઋતુમાં પાટવી કુંવરે (Prince of Wales) હિંદની મુલાકાત લીધી હતી. ગવર્નમેંટ ઓફ ઇંડીઆ એકટ–૧૯૧૯ નાં આધારે ધારાસભાઓમાં પ્રજા તરફથી બેસનાર મેંબરોનું પ્રમાણ વધારવામાં આવ્યું; તેમજ સ્થાનિક સ્વરાજ્ય અને કેળવણી માટે પ્રધાન ( Ministers ) નીમવામાં આવ્યા અને પ્રજાની માંગણી આથી પણ વિશેષ અગત્યનાં હોદાઓ મેળવવાની અને રાજકાજમા વિશેષ ભાગ લેવાની અને બ્રિટીશ છત્ર હેઠળ હિંદનો રાજકીય વહીવટ યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરિકાની માફક પ્રજાસત્તાક રાજ્ય (Commonwealth) ભોગવવાની છે. પ્રજા કેળવાતી જાય છે અને ઉત્તરોત્તર આ દિશામાં ક્રાંતિ થતી જાય છે. પ્રભુ **મહારાજા પંચમ જ્યોર્જને** દીર્ઘાયુ બક્ષો અને હિંદને ધારેલી આકાંક્ષા બર લાવવા શક્તિ આપો. અસ્તુ.

# પ્રકરણ ૯ મું

## અંગ્રેજી રાજબંધારણ



ગુજરાત મુંબઇ ઇલાકાનો એક પ્રાંત છે અને પ્રાંતનો વડો અંગ્રેજી અમલદાર કમીસ્નર અમદાવાદમાં રહેછે. કમીશ્નર જમીનનાં મહેસુલ તથા તેને લગતા દસ્તાવેજો વિગેરે પર ધ્યાન

આપે છે અને જીલ્લા અને પ્રાંત સંબંધી સરકારી બાતમી ઇલાકાનાં ગવર્નર યા લેફ્ટનંટ ગવર્નરને પુરી પાડે છે. કલેકટર અંગ્રેજ રાજ્યનો એક સ્તંભ છે. તે આઇ.સી.એસ. પાસ થએલ સનંદી (સીવીલીયન) અમલદાર હોય છે. નોનરેગ્યુલેશન પ્રાંતમાં—જેવે કે સિંધનો—લશ્કરી અમલદાર પણ નીમાય છે. કલેકટર મહેસુલ તથા આબકારી ખાતાની આવક તથા જમીન સંબંધીનાં દસ્તાવેજો રજીસ્ટર કરવાના કામો પર ધ્યાન આપે છે તેમજ પોલીસ કેસ ચૂકવે છે. વળી જીલ્લામાં પોલીસ સુપ્રીટેંડંટ, એકઝીકયુટીવ એંજીનીયર, એજ્યુકેશનલ ઇન્પેકટર, ફોરેસ્ટ ઓફીસર, સીવીલ સરજનો વિગેરે પણ કલેકટરને મદદરૂપ હોય છે. ગુજરાતનાં મૂલ્કી વહીવટ માટે પાંચ જીલ્લા પાડવામાં આવ્યા છે. સુરત, ભરૂચ, ખેડા, અમદાવાદ અને પંચમહાલ. દરેક જીલ્લાનાં તાલુકા કરેલા છે. જીલ્લાનો અધિકારી તે કલેકટર અને તાલુકાનો અધિકારી તે મામલતદાર. કલેકટરનાં હાથ નીચે મદદનીશ કલેકટરો અને ડેપ્યુટી કલેકટરો હોય છે. મામલતદારને મહેસુલ ઉઘરાવાનાં કાર્યમાં મદદ માટે ગામ દીઠ મુખી અને તલાટી નીમવામાં આવેલાં છે તલાટી હિસાબ રાખે છે. અને ગામવાર તુલનાં પત્રક તૈયાર કરે છે. તથા રૈયતની મદદ માટે રહે છે. પટેલ ગામ સંબંધી બાતમી પુરી પાડે છે; તેમજ સરકારી હુકમ બજાવવામાં મદદ કરે છે. જમીનની માપણી ખાતાનો વડો અધિકારી તે સેટલમેંટ કમીશનર અને ડીરેકટર ઓફ લેન્ડ રેકર્ડસ કહેવાય છે ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટરો અને કલેકટર વરસમાં આઠ માસ ડીસ્ટ્રીકટ તપાસ માટે ગાળે છે અને મામલતદારનાં કામ ઉપર અપીલ ચલાવે છે. એ ઉપરાંત તાલુકામાં રૈયતનાં સામાન્ય કાર્યમાં સલાહ આપવા માટે ઑનરરી મેજીસ્ટ્રેટો પણ નીમવામાં આવેલાં છે. જીલ્લા અને તાલુકામાં સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ મ્યુનીસીપાલીટી અને લોકલ બોર્ડો છે.

કલેકટરનાં હાથ નીચે સુપ્રીંટેંડંટ અને સર્વે મેજીસ્ટ્રેટ અને નીમતાનદાર તથા સર્કલ ઇન્સ્પેકટરો અને માપણીદારો હોય છે. પટેલ તલાટીનાં હાથ નીચે હવાલદાર અને વરતણીયા હોય છે. કેટલાંક ગામોમાં મુલ્કી અને પોલીસ પટેલ એકજ હોય છે.

**રેવન્યુ સર્વે રૈયતવારી** ખાલસા ગામોમાં જમીનના વિભાગ કરેલા હોય છે તે સર્વે નંબર કહેવાય છે. જમીનનાં કલાસ પાડવામાં આવે છે. જરાયત જમીન કાળી, રાતી કે બરડી હોય તે પ્રમાણે તેના ત્રણ ભાગો પાડી દરેકની ઉંડાઇનાં પ્રમાણમાં દસ કલાસ કરવામાં આવે છે. જમીનમાં સાત જાતની ફસર હોય છે. (૧) કાંકરીવાળી (૨) રેતાળ (૩) ઢોળાવવાળી (૪) ભગરી (૫) પાણી પોચી (૬) ચીરાળાવાળી અને (૭) ભીંજાસવાળી. કલાસવારીમાંથી આ ફસર કાપી દરમાયો ઠેરવવામાં આવે છે. પહેલા કલાસની જમીનના ૧૬ આના નક્કી કરી ઉતરતી કલાસની જમીન ઉપર તેટલા આના ઓછા ગણવામાં આવે છે. ત્રીસ વર્ષે નવા દર ઠેરવવામાં આવે છે. લેંડ રેવન્યુ કોડ, ૧૮૭૯ એકટ પાંચમા પ્રમાણે સઘળો વહીવટ ચાલે છે.

**તાલુકદારી**—આવાં ગામો કાઠીયાવાડની સરહદમાં વીરમગામ—ધોળકા અને ધંધુકા પરગણામાં છે. ભરૂચ અને વીરમગામમાં પણ તાલુકદારો ઠરાવ્યા પ્રમાણે મુકરર ધારો સરકારને ભરે છે જેને **જમા** કહે છે. તાલુકદારી જમીન ગીરવી કે પસાયતમાં આપી શકાય પણ વેચી શકાય નહિ. બધા ભાગીદારોમાંથી એક વહીવટદાર નીમાય છે. તાલુકદારોને પોતાના ગામનો પોલીસનો બંદોબસ્ત રાખવાનો હોય છે.

**નરવાદારી** નરવાદારો મૂળ ગામ વસાવનારાનાં વંશજો હોય છે. ગામનાં મૂળ ભાગીદાર તે મુખ્ય ભાગીદાર અને બીજા પેટા ભાગીદાર (પાટીદાર) હોય છે. મૂખ્ય ભાગીદાર સરકારી

હિસ્સા માટે જવાબદાર ગણાય છે. આવાં ગામો ખેડા જીલ્લામાં ને અમદાવાદ અને સુરત જીલ્લામાં છે.

ભરૂચ જીલ્લામા છે. ભાગદારીમાં બધા ભાગદારો એકજ કુટુંબનાં હોય છે. નરવાદારીમાં બધા એક ન્યાતનાં

**ભાગદારી** મુખ્યત્વે કણબી હોય છે. નરવાદારીમાં સરકારી કર ઉધડ રાખવામાં આવે છે.

મહીનદીનાં કાંઠાના મુલકમાં ને અમદાવાદનાં પ્રાંતીજ તાલુકામાં હોય છે. તેઓ અસલનાં કોળી અને રજપૂતનાં ઓલાદનાં

**મહેવાસી** છે. આગળના વખતમાં પોલીસનો બંદોબસ્ત તેઓ રાખતા તેથી થોડીક ખંડણી લઇ રાખવામાં આવેલા.

દાસરા પરગણાના કેટલાક ગામો 'મલેકી' કહેવાય છે. સુલતાન મહમદ બેગડાએ ચાંપાનેર સર કર્યું ત્યારે કેટલાક

**મલેકી** મલેકજાદાઓને બાર ગામ ઇનામમાં આપ્યા. મરાઠાઓએ ખેડુત પાસેથી **'વજે'** (પાકનો ત્રીજો ભાગ) નામનો વેરો ઉઘરાવવા માંડયો.

**ઉધડજમાબંધી** કેટલાક ગામમાં સરકારી તરીકે નોંધાયલી **વાંટા** જમીન ઉપર ઉધડજમાબંધી ઠેરવવામાં આવી છે.

**સરાકતી** આ ગામોમાં સરકારનો તથા ઇનામદારનો ભાગ હોયછે.

જાગીર–ચાકરીઆત–પસાયત જમીન ધર્માદા–વજીફા–હાડીઆ

**ઇનામી** જમીન (ગામનાં રક્ષણ અર્થે પ્રાણ આપેલો તેનાં વંશજોને આપવામાં આવેલી તે).

કામ માટે ડીસ્ટ્રીકટ–આસિસ્ટંટ જજ, ફર્સ્ટ ક્લાસ અને સેકંડ ક્લાસ સબોર્ડીનેંટ જજો નીમાયલાં છે. કેટલેક ઠેકાણે

**દિવાની** ૫૦૦ સુધીનાં દાવા ચુકવવા સ્મોલકોઝ કોર્ટનાં જજનો અધિકાર હોય છે. લશ્કરી હદમાં કેન્ટોન્મેંટ માજીસ્ટ્રેટ બસો રૂપીઆ સુધીનાં દાવા ચૂકવે છે.

**ફોજદારી** મુકરદમા માટે પહેલા-બીજા ને ત્રીજા વર્ગનાં મેજી-સ્ટ્રેટો હોય છે.

પહેલા વર્ગનાં મેજીસ્ટ્રેટને જે કામ ચુકવવાનો અધિકાર નથી તે અપીલ સેશન્સ અથવા આસિ. સેશન જજ

**ફોજદારી** ચુકવે છે. સેશન જજ પછી મુકરદમાઓની અપીલ આગળ હાઇકોર્ટમાં ચાલે છે. ફાંસીની સજા સાબીત થયા પછી મોતની સજા ઓછી કરવાની સત્તા ગવર્નરની છે.

પોલીસ ખાતાનો વડો તે ઇન્સ્પેક્ટર જનરલ ઓફ પોલીસ. જીલ્લાવાર પોલીસ સુપ્રીટેંડંટ હોય છે. અને આખો

**પોલીસ** જીલ્લો કલેકટર સંભાળે છે. તાલુકાવાર ફોજદાર હોય છે ને તાલુકામાં પોલીસની ટુકડી અને ટુકડી નો ઉપરી નાયક અગર હેડ કોન્સટેબલ હોય છે. પંચમહાલમાં એક ભીલ 'કોર' રહે છે.

**જેલખાતું** આ ખાતાનો વડો તે ઇન્સ્પેકટર જનરલ ઓફ પ્રીઝન્સ કહેવાય છે. તાલુકા કચેરીઓમાં કાચી જેલ રાખવામાં આવેલી હોય છે.

**હિસાબખાતું** આ ખાતાનો વડો તે એકાઉન્ટંટ જનરલ કહેવાયછે.

ઉપર પ્રમાણે કમિશનરની સત્તા નીચે પ્રાંતનો કારભાર ચાલે છે. કેળવણીનો વડો તે ડીરેકટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રક્ષન કહેવાય છે. અને પ્રાંતોમાં કેળવણીખાતાનાં ડીવીઝનવાર ઇન્સ્પેકટરો રહે છે તેનાં હાથ નીચે ડે. એજયુ. ઇન્સ્પેકટર અને આસિ. ડેપ્યુટીઓ રહે છે. વળી શહેરોને તેમજ કસ્બાઓને મ્યુનીસીપાલીટી અને લોકલબોર્ડ (લોકલ સેલ્ફ ગવર્નમેંટ સ્થાનિક સ્વરાજ્ય) આપવામાં આવેલા છે તે શહેરનાં હવા પાણી અને તંદુરસ્તી, રસ્તા વિગેરે ઉપર દેખરેખ રાખે છે અને કેળવણી પણ સંભાળે છે. આવકમાંથી કારભાર કરે છે. હાલમાં જનસમાજ તરફથી કેળવણીનાં વિસ્તૃત ફેલાવાની માંગણી

થતાં પ્રાયમરી એજ્યુકેશન એકટ ૧૯૨૩ નો પસાર કરવામાં આવ્યો છે જેની રૂએ સ્થાનિક સ્વરાજ્ય મંડળો કેળવણી સંભાળશે અને સરકારની ફક્ત દેખરેખ રહેશે. તદુપરાંત લોકોની સુખાકારી અર્થે બાળકોની માવજત ( બેબી વીક ) તથા રોગ માટે સાવધ રહેવાના અખતરાઓ વારંવાર પ્રજા સમક્ષ મૂકવામાં આવે છે અને પ્રાંતનો વેપાર ઉદ્યોગ અને કલા વધે તે માટે ઔદ્યોગિક. ખેટીવાડી સંબંધીનાં અને કલાનાં પ્રદર્શનો ભરવામાં આવે છે અને તે દ્વારા વૈવિધ્ય અને સુંદરતાને પોષણ અપાય છે. ઉચ્ચ શિક્ષણમાટે હાઇસ્કૂલો કોલેજો અને યુનીવર્સીટીનાં અભ્યાસક્રમો છે.

મોટા શહેરોમાં મ્યુનીસીપાલીટીઓ અને લોકલબોર્ડો સ્થાપવામાં આવી છે. હાલમાં મોગલ રિયાસત વખતની ગ્રામ્ય સ્વરાજ્યની યોજનાને બદલે સ્થાનિક સ્વરાજ્યની યોજના થએલી છે. નિશાળો ચલાવવી–રસ્તા સાફ રખાવવા, તથા પાણી પુરૂં પાડવું, દવાખાના. બાગ, સંગ્રહસ્થાનો, આગ અટકાવવી વિગેરે કામોની દેખરેખ સ્થાનિક સ્વરાજયનાં હસ્તમાં છે. લોર્ડ મેયોએ મ્યુનીસીપાલીટીઓ સ્થાપી હતી. લોર્ડ રીપને મ્યુનીસીપાલીટીની સત્તા વધારી અને જીલ્લા અને તાલુકા બોર્ડની પણ સ્થાપના કરી. મ્યુનીસીપાલીટી પોતાનો વહિવટ કર ભરનારા ચૂંટાયલા સભાસદો દ્વારા ચલાવે છે. બધા સભ્યો મળી એક સભ્યને પ્રમુખ ચૂંટી કાઢે છે અને તે કામકાજ ઉપર દેખરેખ રાખે છે. તે ઉપરાંત મ્યુનીપલ કમીટીઓ ઉપર દેખરેખ માટે મ્યુનીસીપાલીટી કમીશનર નીમવામાં આવે છે અને નાની મ્યુનીપાલીટીમાં સેક્રેટરીઓ હોય છે. લોકો પોતાનો જરૂરી વહીવટ પોતે કરતાં શીખે એ હેતુથી આ યોજના થએલી છે. મ્યુનીસીપાલીટીની દેખરેખ જીલ્લાનો કલેક્ટર રાખે છે.

ગામડાંઓનો સમૂહ ભેગો કરી મ્યુનીસીપલીટીઓનાં જેવો વહીવટ લોકલબોર્ડને સોંપવામાં આવેલો છે. વળી તાલુકાઓમાં તાલુકા બોર્ડો હોય છે. તાલુકા બોર્ડ તથા જીલ્લા બોર્ડ ઉપર મામલતદાર તથા કલેકટર દેખરેખ રાખે છે. રસ્તા સુધારવા દવાખાનાની યોજના કરવી, પાણી પુરૂં પાડવું, કચરો સાફ કરાવવો, શિતળા કઢાવવાનો બંદોબસ્ત કરવો, પ્રાથમિક શાળાઓ સંભાળવી, પૂલો બંધાવવા વિગેરે કામ લોકલબોર્ડનાં છે. લોકલ ફંડ જમીનનાં મહેસુલ ઉપર એક રૂપીએ એક આનો લેવામાં આવે છે; તે ઉપરાંત નાકાવેરો પણ મળે છે.

આ ઉપરાંત મુંબઇ જેવા મોટાં શહેરોમાં સીટી ઈમ્પ્રુવમેંટ ટ્રસ્ટ અને પોર્ટ ટ્રસ્ટ જેવી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ છે.

જ્યારે તે મ્યુનીસીપાલીટીનો કારભાર યોગ્ય ચાલતો નથી અગર કોઈ બેદરકાર રહે છે ત્યારે તે બંધ કરી દેવાની સત્તા સરકારની છે. હાલમાં પ્રાંતિક ધારાસભામાં સભ્ય મોકલવાનો હક મ્યુનીસિપાલીટી તથા લોકબોર્ડને પણ છે.

## બ્રિટીશ રાજબંધારણુ વૃક્ષ.

હિંદનો **સમ્રાટ રાજા તે નામદાર પંચમ જયોર્જ મહારાજ** અને ઇગ્લાંડ અને હિંદના રાજ્યતંત્ર ચલાવવા માટે તેને મદદનીશ **બ્રિટીશ પાર્લામેંટ** છે. બ્રિટીશ રાજ્યબંધારણુ નીચેનાં કોઠા ઉપરથી સહજ સમજી શકાશે.

**મહારાજા પંચમ જયોર્જ**

|

**બ્રિટીશ પાર્લામેંટ** ( હાઉસ ઓફ કોમન્સ ૬૭૦ મેંબરો<br>હાઉસ ઓફ લોર્ડઝ ૬૧૮ સભ્યો. )

**પ્રધાન મંડળ** — પાર્લામેંટના નેતા તે વડો પ્રધાન. વડા પ્રધાનની મદદમાટે જૂદાજૂદા વજીરો નીમાયલાં છેઃ— જેમકે હિંદનો વજીર, સંસ્થાનોનો વજીર, સ્વદેશખાતાનો વજીર, અને લડાઇ ખાતાનો વજીર.

**હિંદી વજીર** — આઠથી બાર સભાસદો તેને મદદનીશ તરીકે અને પાંચ વર્ષની મુદત. અડધા સભાસદોએ હિંદમાં દશ વર્ષ નોકરી કરી હોવી જોઇએ આ સભામાં ત્રણ હિંદીઓ નીમાય છે.

| **વાઇસરૉય** (ગવર્નર જનરલ) | અને **લેજીસ્લેટીવ એસેમ્બ્લી** |
|---|---|
| **કારોબારી કાઉન્સીલ** | ૧૪૩ સભાસદો |
| ૭ સભાસદો અને સાતમો સેનાપતી (સ્વદેશ ખાતાનો, નાણાં ખાતાનો, ખેતીવાડી અને રેવન્યુ ખાતાનો, વેપાર અને ઉદ્યોગ ખાતાનો, ન્યાય ખાતાનો, કેળવણી ખાતાનો, લશ્કર ખાતાનો) | ૧૦૩ ચૂંટાયલા, ૪૦ નીમાયલા |
| | તથા **કાઉન્સીલ ઓફ સ્ટેટ** |
| | ૬૦ સભાસદો |
| | ૩૪ ચૂંટાયલા, ૨૬ નીમાયલા |
| **ગવર્નર અને લેફ્ટનંટ ગવર્નરો** | અને **લેજીસ્લેટીવ કાઉન્સીલ** |
| | ૧૧૧ સભ્ય |
| | ૮૬ ચૂંટાયલાઓ. |
| | ૨૫ સરકારે નીમેલા |
| મીનીસ્ટરો (પ્રધાનો) ટ્રાન્સફર્ડ (સોંપેલા) ખાતાઓનો માટે | ત્રણ પ્રધાનો હસ્તક. |
| મેંબરો (સ્વાયત્ત) ખાતાઓ માટે ચાર સભાસદો. | ઉદ્યોગખાતું અને કેળવણી ખાતું. (મીનીસ્ટર ઓફ એજ્યુકેશન) સ્થાનિક સ્વરાજ્ય ખાતું. (મીનીસ્ટર ઓફ લોકલ ગવરમેંટ) |

(બે હિંદી અને બે સનંદી નોકરો.)
જનરલ મેંબર રેવન્યુ મેંબર
હોમ મેંબર ફાઇનેન્સ મેંબર
|
કમીશનરો
કલેકટરો.

ખેતીવાડી, જાહેર બાંધકામ અને
આબકારી અને જંગલ ખાતું
(મીનીસ્ટર ઑફ એકસાઈઝ
એન્ડ ફોરેસ્ટ)

---

## પ્રકરણ ૧૦ મું

### સામાજીક સુધારા

' કુળદીપક થાવું કઠિણ, દેશદીપક દુર્લભ,
જગદીપક જગદીશનાં, અંશી કોક અલભ્ય;

ગુજરાતમાં મુસલમાની અને મરેઠી રાજ્યનાં પડઘા વીસરાવા લાગ્યા; કરણ વાઘેલા ગયા અને એક ખુણેથી બીજા ખુણા સુધી અંગ્રેજી રાજ્યની અચળ શાંતિ પથરાવા લાગી અને જૂલ્મ જહાંગિરીથી છવાયલાં ગુજરાતનું અભ્ર ધીમે ધીમે સ્વચ્છ થવા

લાગ્યું અને વળી પાછી ગુજરાતની શાંત અને વાણિયાશાઇ પ્રજા ધંધારોજગાર અને વેપાર વણજમાં પ્રવૃત થવા લાગી. એ સમય કયો તે સર્વને માલૂમ હોવું જોઇએ. ઓગણીશમી સદીની શરૂઆતમાં ગુજરાતનાં વાતાવરણમાં રંગ બદલાવા લાગ્યો. અંગ્રેજી રાજ્યવહિવટથી પ્રસરતી શાંતિના બળે ગુજરાતીઓ સાહસિક બની બહાર પડવા લાગ્યા. કેટલાંક સંકોચાયા પણ ખરા; પરન્તુ મુંબઈની દિનપ્રતિદિન વધતી જતી આબાદીએ તેમને આકર્ષ્યાં, તંદ્રામાંથી ઢંઢોળી કાઢ્યા અને જગતમાં ઝૂકાવા પ્રેર્યાં. મુંબઈ, કચ્છી, સૌરાષ્ટ્રીય અને સુરતીઓનું વેપારનું મથક બન્યું. સુરતની જાહોજલાલી અસ્ત થઈ. તે જગનામિચું પાટણ વિસરાયું અને અહમદશાહે આબાદ બનાવેલાં પાટનગર અમદાવાદની જાહોજલાલી અસ્ત થવા લાગી; પરંતુ આ સમયમાં ગુજરાતીઓમાં ચેતનફુવારા ફૂટવા લાગ્યા. ગુજરાતમાં નવા વિચાર અને જુના વિચારોનાં દ્વંદ્વ જાગ્યાં. અને મુંબઇનાં સુધારાનાં વાજીંત્રના ઘેરાં નાદો સમસ્ત ગુજરાતમાં સંભળાવા લાગ્યા. બ્રાહ્મણવાણીઆઓએ ભણવા માંડયું અને ધીમેધીમે વિદ્યાપ્રચાર વધવા લાગ્યો. આ સમય નવીન સમયનો પ્રસ્તાવરૂપ હતો. કારણ કે હજી ગુજરાતમાં સુધારાનાં ડંકા જોઇએ તેવા વાગ્યા ન હતા. ફક્ત સુધારાની વાતો સંભળાવા લાગી હતી.

**૨. સુધારાનો આરંભકાળ.**

સને ૧૮૫૧ થી ગુજરાતના સામાજીક ઇતિહાસમાં નવી કક્ષા દોરાઇ. સુધારાના સૈનિકો એકઠા થવા લાગ્યા અને તેનો ભેરી નાદ ગુજરાતીઓની ઉંઘ ઉડાડવા લાગ્યો. ન્યુસપેપરો માર્ફત સુધારાની વાતો જીહ્વામાં પ્રસરવા લાગી અને બુદ્ધિવર્ધક અને માનવસભાનાં ભાષણોએ નવું ચેતન રેડયું. કોઇને સામાજીક સુધારા કરવાનું મન થયું ને કોઇને દેશાટણ કરવું ઠીક લાગ્યું. કોઈકને

વહેમ, કુસુંપ અને વ્યસનો ઉખેડવા પ્રેરણા બુદ્ધિ થઇ. દેશાટણ અને સ્ત્રી કેળવણી પર નિબંધો વંચાવા લાગ્યા. ભૂતનિબંધ અને વેનચરિત્ર રચાયાં અને બાળલગ્નપર પ્રહારો પડયા અને પુનર્લગ્નની ઝુંબેશો શરૂ થઇ. આ સમય નવા સમયનો આરંભકાળ હતો.

આ અરસામાં સાહસ વધ્યાં અને જયપુરના પ્રતાપી રાજા માનસિંહજીએ કાબુલપર સ્વારી કરતાં કહ્યું હતું કે—

सबी भूमि गोपालकी, वामे अटक कहा ।
ज्याके मनके खटक है, सोइ अटक रहा ॥

તાત્પર્ય કે સર્વ પૃથ્વી પરમેશ્વરની છે, માટે અટક નદીએ અટકી રહેવું એ ખોટો વહેમ છે. એ સત્ય ભાસવા લાગ્યું. આ અરસામાં સામળદાસ શેઠ ગમ્ભર થયા. તેમનો વેપારવણજ એટલો વધ્યો કે—

"नडीआद गामनी नव भागोळो, नयणा भरोने निरखो,
सो पेढीओ शोधी जूओ, पण नहीं शामळदास सरखो,

સાહસિકતા સાથે ખોટાં ધર્મબંધનો શિથિલ થવા લાગ્યાં. આ કાળના સામાજીક સુધારકોમાં કરસનદાસ મૂળજી, દુર્ગારામ મહેતાજી, કવિ નર્મદાશંકર, મહીતપરામ રૂપરામ, ભોળાનાથ સારાભાઇ, કવિશ્વર દલપતરામ, નવલરામ લક્ષ્મીરામ, દાકતર ભાઉદાજી, સર ટી. માધવરાવ, પ્રોફેસર દાદાભાઇ, આર્યસમાજ અને બ્રહ્મસમાજનાં પ્રવર્તકો, સ્વામી શ્રી દયાનંદજી, બુદ્ધિવર્ધક અને માનવધર્મ સભાનાં વાજીંત્રો, સત્યપ્રકાશ અને રાસ્ત ગોફતારના તંત્રીઓ મૂખ્ય છે. આજ સમયમાં ઉત્તર હિંદમાં રાજા રામમોહનરાય, ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર અને શ્રીયુત દેવેન્દ્રનાથ ઠાકુર ગાજતા હતા. એ

**૩. સામાજીક સુધારકો.**

ઉપરાંત મીશનરી સોસાયટી પણ પ્રચાર કરી રહી હતી અને સુધારાનો પવન ચોમેર ફુંકાવા લાગ્યો.

**૪ સામાજીક સુધારામાં અંગ્રેજોનો હિસ્સો.**

ગુજરાતમાં આ પ્રમાણે સુધારાનો પ્રસુતિસમય શરૂ થતા પુર્વે અંગ્રેજ સરકારનાં શાણાં મહાજને પણ કેટલાક સુધારા કરવા હામ ભીડી હતી. ઇ. સ. ૧૮૨૯ માં સતિ થવાનો ચાલ બંધ કરાવ્યો; ૧૮૪૭ માં ગુલામ રાખવાનો ચાલ બંધ કરવામાં આવ્યો. કન્યાની ઉમર બાર વર્ષની થાય તે પહેલાં લગ્નના હક પુરા કરવાનો ધણીને હક્ક જ નથી એમ ઠરાવી બાળલગ્નથી થતી હાની દૂર કરવાને તજવીજ થઇ. ન્યાત બ્હાર જવાથી વારસનો હક્ક જતો નથી તેમ પુનર્લગ્ન કરવાથી વિધવાને પોતાનાં આગલા પતિના સિદ્ધ વારસ શિવાયના બીજા હકકો જતા નથી. એ ઉપરાંત મેજર વૉકરે 'દુધપિતી'નો દુષ્ટ રિવાજ બંધ કરવા મહાન્ પ્રયત્ન કર્યો હતો. આ રિવાજ લેઉવા તથા કડવા પાટીદારોમાં પણ ચાલતો. અમદાવાદના કલેકટર મી. ઈ. જી. ફૉસેટનું ધ્યાન એ તરફ ખેંચાયું હતું. તેણે એ તરફના કણબીઓને સમજાવી એવો ધારો કરાવ્યો કે સરખા કુલમાં કન્યાઓ આપવી, પૈઠણનાં રૂપીઆનો આંકડો તથા જમણવારનું ખર્ચ કમી કરવું અને જ્ઞાતે કરેલો ધારો જે કોઇ તોડે તેને દંડ કરવો. એજ પ્રમાણે ખેડાના કલેક્ટર મી. જૉનવેલે ખેડા જીલ્લાના પાટીદારો પાસે એવીજ તરેહના ઠરાવ કરાવ્યા; પણ ૧૮૫૨ માં એ ધારાની રુઇએ કરેલા દંડના કાયદેસરપણા વિષે વાંધો ઉઠયો અને 'દુધપિતી' નો દુષ્ટ રીવાજ જારી રહ્યો, સને ૧૮૭૦ માં સરકારે બાળહત્યા બંધ કરવાનો કાયદો કર્યો. એનો લાભ લઇ અમદાવાદના કલેકટર મી. એ. એ. બોરડેલે કડવા કણબીઓના

આગેવાન શેઠ બેચરદાસ અમ્બાઇદાસની વિનંતિ ઉપરથી સરકાર પાસે કેટલાક નિયમો બંધ કરવાને તજવીજ કરી. ખેડાના કલેકટર મી. જી, એફ. શેપર્ડે એ ન્યાતને ફરીથી બાળહત્યાનો કાયદો લાગુ પાડયો. એ કાયદાની રુઇએ નિયમો તા. ૧ લી ફેબ્રુઆરી સન ૧૮૮૮ થી અમલમાં આવ્યા અને બ્રીટીશ ગામોની સાથે સંબંધ ધરાવનારાં ગાયકવાડી ગામોને માટે ગાયકવાડ સરકારે પણ એવાજ નિયમો લાગુ કર્યા. અમદાવાદના કલેકટર મી. એચ. ઇ. જેમ્સ સાહેબે કડવા કણબી માટે સન ૧૮૮૯ માં એવી જ તરેહના નિયમો કરાવ્યા.

ગુજરાતના સામાજીક સુધારાના આ સમયમાં કરનલ ટૉડ સાહેબે રાજસ્થાન લખ્યો અને મી. અલેકઝાંડર કીન્લોક ફાર્બસે ધી ફાર્બસ ગુજરાતી વર્નાકયુલર સોસાયટી દ્વારા ગુજરાતની વિદ્યા સંગ્રહી. એ બે આંગ્લ પંડીતોને ઉદ્દેશીને એક કવિ કહે છે કેઃ—

દુહોઃ–'કરનલ ટૉડ કુલીન વિણ, ક્ષત્રિય યશ ક્ષય થાત;
ફાર્બસ સમ સાધન વિના, ન ફિદ્દરત ગુજરાત.''

વળી એક કવિ ઉધઇને (પુસ્તકોને ખાઇ જનાર કીડાને) સંબોધી કહે છે કેઃ—

"કુથ્યા પુસ્તક કાપીને, એનો ન કરીશ અસ્ત;
ફરતો ફરતો ફારબસ, ગ્રાહક મળ્યો ગ્રહસ્થ ''

**પ. સુધારક સંસ્થાઓ અને તેના ઉત્પાદકો.**

સને ૧૮૫૧ માં મુંબઇમાં બુદ્ધિવર્ધક સભા સ્થપાઇ અને સુરતમાં 'માનવ ધર્મ સભા' ઉપસ્થિત થઇ. એ સભાનો ઉદ્દેશ જાતિભેદ તોડવો, પુનર્વિવાહ ચલાવવો અને મૂર્તિ ન પૂજવી એ હતો !

એ સભાના મૂળ સ્થાપકો પૈકી મહેતાજી દુર્ગારામ મંછારામ, માસ્તર દાદુબા પાંડુરંગ, માસ્તર દલપતરામ ભગુભાઇ અને કલેક્ટર ઓફીસના બાળકૃષ્ણ લક્ષ્મણજી વિગેરે હતા. નાણાવટના નવલસાનાં કોઠામાં મળતી એ સભાથી સુરત ગાજ્યું; અને મહેતાજીને હસ્તે ચાલેલી જાદૂની ચર્ચાએ ખુબ રસ રેલાવ્યો! અને સુધારાનું નવું રણશીંગડું ફુંકાયું. વળી એજ અરસામાં કવિ દલપતરામે સુધારા સંબંધી કવિતાઓ રચવા માંડી. "જ્યારથી એઓએ એન્ડ્રુસ લાયબ્રેરીમાં હુનરખાન વાંચ્યો અને કર્નલ લૉ, રેવરેંડ ડનલોપ, તથા ખાનસાહેબ બેજનજી કોટવાળ એઓએ સ્થાપેલી પરહેજગાર મંડળીમાં જાદવાસ્થળી અને બીજી કેફ ન કરવા વિષેની ગરબી લાવણીઓ વાંચી ત્યારથી સુરતમાં ને ગુજરાતમાં નવા કવિના વિષયો જાણ થઇ છે." વળી આજ સમયમાં સુરત તથા અમદાવાદમાં કન્યાશાળાઓ સ્થપાઇ. બ્રાહ્મણવાણીઆઓમાં નિર્દોષ બાળવિધવાઓ ઉપર ગુજરતો સિતમ દૂર કરવાને એકમત માટે બહાદૂર મહેતાજી ખૂબ ઘૂમ્યા. ગુજરાતી જ્ઞાનપ્રસારક મંડળીમાં ચર્ચા ચાલી અને મહેતાજીએ સુધારાનાં વાદ્ય વગડાવ્યાં.

**૬. સુધારાનાંહિમાયતીઓનાં લક્ષણો અને તેમની જાહેર હિંમત.**

માનવજીવનના ઇતિહાસમાં જેમ ભરતીઓટ આવે છે તેમ સામાજીક સુધારણાની બાબતમાં આ વખતે ગુજરાતમાં ભરતી આવી હતી અને જે જે બહાદૂર નરવીરો એ કાર્યમાં અગ્રણી બન્યા હતા તેઓને ઘણું ખમવું પડયું. પરંતુ તેઓ ડગ્યા નહિ અને ઝૂંબેશમાં ખૂબ ઘૂમ્યા. વીર કદાપિ કોઇપણ કાર્યમાં પાછું પગલું કરતો નથી અને પાછા હઠવું એ મોત કરતાં પણ તેમને વધુ કપરી વાત છે. ગ્રીસ દેશનો તત્ત્વજ્ઞાની સોક્રેટીસ, ઇટાલીનો ગેલીલીઓ,

ફ્રાન્સનો પ્રખ્યાત વૉલ્ટર, અને જર્મનીનાં લ્યુથરે કેટકેટલાં દુઃખ ખમ્યાં છે? ફ્રાન્સની મુક્તિ ઇચ્છતી તે ખેડુત કુમારિકા સર જૉન ઑફ આર્કને પોતાનાં દેશનાં ઉદ્ધાર માટે મોતની સજા ફરમાવવામાં આવી હતી! વળી આપણાં નરસિંહ, મીરાં અને ભક્ત કવિ તુલસીદાસના દાખલા મશહૂર કયાં નથી! વળી વીરની વિદાય માટે સુંવાળી પણ ક્ષત્રિયાણીયો ફુલડાંકટોરીઓ ગુંથતી ન હતી કે? ગ્રીસદેશના સ્પાર્ટાના રાજ્યની સ્ત્રીઓ તરફ દૃષ્ટિપાત કરીશું તો માલૂમ પડશે કે તેઓ પોતાનાં દેશની કીર્તિને અર્થે અભિમાની હતી. એક કોઇ બીજા રાજ્યની સ્ત્રીએ 'લીઆનીડાસ' નામે શૂર સરદારની સ્ત્રી 'ગોર્ગોને' કહ્યું કે 'માત્ર તમારા સ્પાર્ટાની સ્ત્રીઓને પોતાના મર્દોને વશ રાખતાં ઠીક આવડે છે,' ત્યારે તેણે જવાબ આપ્યો કે 'માત્ર સ્પાર્ટાની સ્ત્રીઓ મરદોને જન્મ આપે છે.' 'ઢાલ સાથે યા ઢાલ ઉપર સુવેલા પાછા આવજો, એવી રીતની ઉશ્કેરણી રણમાં જતી વખત દીકરાઓને તેઓની મા આપતી. ધન્ય છે આવી જનેતાની કૂખને!

આ પ્રમાણે નર્મદનવલરામનું ગુજરાત મસ્ત બને છે. વિચાર સાથે સુધારાની શરૂઆત પવનવેગે થાય છે.

**૧૯. મસ્ત ગુજરાત** જૂનું તત્વ ધીમે ધીમે નષ્ટ થતું જાય છે. સ્વ. ગોવર્ધનરામ કહે છે તેમ "માત્ર એક જ તારો એવો હતો કે જે વ્હેલામાં વ્હેલો ઉગ્યો, અનેક તારાઓના નાયક જેવો દેખાયો, આખર સુધી ચળકયો, અને મોડામાં મોડો આથમ્યો– આ તારો કયો તે સઉને સુઝે એમ છે—એ કવિ નર્મદાશંકર, અને બીજો એક તારો આ, આ તારાઓનાં સમયમાં, પણ મોડો ઉગ્યો હતો અને શુક્રની પેઠે સઉથી મોડો આથમ્યો હતો તે નવલરામ. "અમદાવાદમાં કવિ દલપતરામનાં રાગ નીકળવા માંડયા અને મુંબઇમાં કવિ નર્મદાશંકર મુંબઇના સમુદ્ર પેઠે ઉછળવા લગ્યા.

અને તેના રસતરંગમાં મુંબાઈનગરી ન્હાવા લાગી. પરંતુ આ સર્વ તારાઓમાં એક તારો ઘણો જ્વલંત હતો અને તે સુધારાને મોખરે આવી રહેનાર, મુંબઈમાં વિધવાવિવાહ કરાવી સુધારાનાં વાજાં વગડાવનાર કરસનદાસ મૂળજી હતા. જૂના વલ્લભી સંપ્રદાયની કુચાલોને એણે મુઠી વાળી નસાડયા અને નવા જમાનાનો વિજયીનાદ ફૂંકયો અને તેનો ઝંઝાવાત ચોતરફ પ્રસરી તાજૂબી પમાડવા લાગ્યો. કેળવણી તથા સ્વદેશાભિમાન પણ ખૂબ રેલ્યાં અને નર્મદાશંકરની પ્રેમશૌર્યની મસ્તીવાળી પેલી પંક્તિઓ:—

'સો ચલો જીતવા જંગ બ્યુગલો વાગે,
યા હોમ કરીને પડો ફતેહ છે આગે.'

અમર થઇ ગઇ.

**૮. શુભભાવના**

ઇતિહાસની આરસીમાં સ્થિર કશું છેજ નહિ અને જગતનો ઈતિહાસ એ ભિન્નભિન્ન જાતિની ચડતી અને પડતીનો પ્રતિધ્વનિ માત્ર છે. ઉન્નતિ અને પડતીમાં સ્થિર રહેનાર ધીટ હોય છે અને એવા આત્માઓ ઉચ્ચ કોટીના લેખાય છે, બાકી માનવસરવરમાં બુદ્‌બુદો ઘણાએ થાય છે અને પાછા અસ્ત પણ થાય છે, જે મહાન્ આત્માઓએ સામાજીક સુધારણા તથા સેવામાં આત્મબલિદાનરૂપી કુર્બાની કરી છે તેઓજ ખરા અમર થઈ ગયા છે અને તેઓજ પૂજાય છે.

उत्पत्स्यन्ते मम कोऽपि समान धर्मा ।
कालोह्ययम् निरवधि विपुलाच पृथ्वी ॥

ભવભૂતિની અમર વાણી સર્વદા વંદ્ય હો ! અસ્તુ.




## ગુજરાતના ઐતિહાસિક સ્થળો.

**અણહિલપુર પાટણ**

અણહિલ નામે ભરવાડે વગડામાં માર્ગો અને સંતાવાની જગ્યાઓ બતાવી મોટી સેવા વનરાજની બજાવી હતી તેના બદલામાં વનરાજે એ નગરનું નામ અણહિલપુર પાટણ ઇ. સ. (૭૪૫–૪૬)માં પાડયું. હિંદુઓના વખતમાં અને કેટલાંક વરસ સુધી મુસલમાનોના સમયમાં એ રાજધાનીનું શહેર હતું. કુમારપાલચરિતમાં આ શહેરનું સુંદર બ્યાન છે. એનું મુસલમાની નામ 'નહખાલ' હતું. આરબ ગ્રંથકારો એને 'આન્હલ' કહે છે.

**કંથકોટ**

કચ્છની પૂર્વે વાગડ પ્રાંતમાં આવેલું છે. એ કીલ્લો પ્રથમ કાઠીઓનાં હાથમાં હતો અને પછી ચાવડાઓએ લીધેલો. અગીઆરમી સદીમાં ભીમદેવ ન્હાસી એ કીલ્લામાં ભરાયો હતો. અબુલફઝલે સોળમી સદીમાં એ કીલ્લો વખાણેલો. ઇ. સ. ૧૮૧૬માં બ્રીટીશોને હાથ આવ્યો. ડુંગરી ઉપર કંથડનાથનું, બીજું મહાવીર અને ત્રીજું સૂર્યનું એમ ત્રણ મંદીરો છે.

ચાંપો અથવા જાંબ નામનો વાણીઓ વનવાસમાં વનરાજનો કારભારી હતો; તેને એણે રાજા થતાં મંત્રીશ્વર

**ચાંપાનેર** નીમ્યો. આ મંત્રીએ પાછળથી ચાંપાનેર વસાવ્યું (ઇ. સ. ૭૪૬–૮૦૬). પ્રાચીન કાળમાં આ ઘણું નામાંકિત શહેર હતું. પાવાગઢની નજદીક વડોદેથી પચીસેક માઇલને અંતરે આવેલું છે. હાલ ઉજ્જળ સ્થિતિમાં છે. ઈ. સ. ૧૪૮૪ માં ચોહાણોએ તે ખોયું. મહમદ બેગડાએ ઇ. સ. ૧૪૮૪માં એ કીલ્લો લીધો. રાવલ ઘાયલ થયો અને મુસલમાની ધર્મ ન સ્વીકારવાથી તે માર્યો ગયો. મહમદે એનું નામ મહમૂદાબાદ આપ્યું. ચાંપાનેર તરવારની ધાર અને રેશમ માટે–રંગ માટે પ્રસિદ્ધ હતું. મહમૂદ પછી બહાદુરશાહ મુઓ ત્યાં સુધી (ઇ. સ. ૧૫૩૬) ચાંપાનેર ગુજરાતની રાજધાની રહ્યું. અકબરે (૧૫૭૩–૧૬૦૫) વ્યવસ્થા કરી પણ આ શહેરની આબાદાની ન થઇ. ઇ. સ. ૧૮૦૩માં બ્રીટીશોએ લીધું. હાલ આ શહેર અસ્તવ્યસ્ત સ્થિતિમાં છે. ભાંગેલો કોટ, જૂની કબરો આ શહેરની પ્રાચીન જાહોજલાલીની યાદ આપે છે.

**પાવાગઢ** (પવનગઢ) પંચમહાલ જીલ્લામાં હાલનાં પાવાગઢ ડુંગરની તળેટીમાં હતું. અસલ ઘેરાવો ૧।। ગાઉનો હતો. હાલમાં તેનાં ખંડેરો જોવામાં આવે છે. આ શહેરમાં ૩૬૦ મહોલ્લા હતા અને આ શહેરનો પ્લૅન દરેક ગામ જેવો દરેક મહોલ્લાવાળો હતો. દિવાલથી કબજો કરવામાં આવ્યો હતો. રાજમાર્ગ અને મહાકાલ દસ ગાડીઓ સમાય એટલાં પહોળાં હતાં અને ઘરો પણ સંગીન બાંધકામવાળાં હતાં. જામી મસ્જીદ તે સમયનાં રજપૂત બાંધકામને અનુસરતી હતી. આ મસ્જીદ રાણપુરનું જૈન દહેરું જે ચીતોડનો રાણો કુંભો તે સમયે બાંધતો હતો તેનાં જેવી છે. લોકગીતમાં પણ હજી આ શહેરની ઐતિહાસિક બીના (પત્તાઇ રાવળની હાર) નોંધી રખાયલી છે.

મા પાવા તે ગઢથી નીસર્યાં બિરદાળી મા,
વસાવ્યું ચાંપાનેર બિરદાળી મા! વિગેરે...

**ચંદ્રાવતી** આબુથી દક્ષિણે ૧૨ માઈલ ઉપર અસલના વખતમાં વેપાર ધંધાને અંગે સુપ્રસિદ્ધ થએલું અને રેશમી વણાટ કામ અને છીપાકામથી સમૃદ્ધ થએલું હતું. સાતમાં સૈકામાં પરમારોનાં હાથમાં અને પછી ચોહાણોએ લીધેલું. ઈ. સ. ૧૧૯૭ માં અહીંઆના રાજા ધારાવર્ષે કુતુબુદ્દીન ઐબાક ગુજરાત ઉપર ચઢી આવ્યો ત્યારે તેને ત્યાં આગળ રોક્યો હતો; પણ છેવટે ચંદ્રાવતી તેણે સર કરેલું. ઈ. સ ૧૩૦૪માં મુસલમાનોએ લીધું. પંદરમાં સૈકામાં સુલતાન અહમદે અહીંઆનાં મકાનો ભાંગી અમદાવાદ ચણાવ્યું.

**વલ્લભીપુર** ભાવનગરની ઉત્તરે થોડા ગાઉ ઉપર ગોહિલવાડમાં ચમારડીનાં પહાડની થડમાં વળા આગળ આવેલું છે. 'વળાગામ વઢવાણ પાછળથી પાટણ વસ્યું' એવી એક પ્રચલિત ઉક્તિ છે. વલ્લભીપુરની ગાદીએ ૧૮ રાજાઓ થયા. એનાં છેલ્લાં પાંચ રાજાઓ શીલાદિત્ય નામે ઓળખાય છે. પાંચમો શીલાદિત્ય વેદમાર્ગી અને શિવમાર્ગી હતો. હાલમાં આ શહેરનાં ફક્ત ખંડેરો જોવામાં આવે છે. જૈન અને બૌધ્ધ ગ્રંથમાં તે ઘણું પ્રસિદ્ધ છે. શીલાદિત્ય રાજાનાં વખતમાં બૌધ્ધ સાધુ વિજ્ઞાના છકથી ત્યાં આવ્યા અને કહ્યું કે જો શ્વેતાંબર-વાદમાં અમોને જીતે તો તમારા રાજ્યમાં તેને રહેવા દેવા અને જો ન જીતે તો તેને કાઢી મૂકવા. વાદવિવાદમાં બૌદ્ધ જીત્યા અને શીલા-દિત્ય બૌધ્ધધર્મી થયો. શીલાદિત્યને એક બ્હેન હતી તેને ભરૂપુર (ભરૂચ) ના રાજાવેરે પરણાવી હતી. તેને મૂળ કરીને એક છોકરો

હતો. શીલાદિત્ય મરી ગયો ત્યારે તેની બ્હેન વૈરાગ પામી સાધ્વી થઇ. તે વખતે તેનો દીકરો આઠ વરસનો હતો. તેણે વિદ્યાભ્યાસ કરી ઘણું જ્ઞાન મેળવ્યું અને શ્વેતાંબરને વલ્લભીપુરમાંથી કાઢી મૂકેલાં એ વાત જ્યારે તેનાં જાણવામાં આવી ત્યારે મૂળે બૌધ્ધોને જીતવાની મહેનત કરી અને રાજાને જૈનધર્મી બનાવ્યો. વિદ્વાનોએ મળી રાજાની આજ્ઞાથી મૂળને 'શૂરી' નામની પદ્દી આપી. તેથી તે 'મૂળશૂરી' કહેવાયો. આશરે વિક્રમનાં ચોથા કે પાંચમાં સૈકામાં આ શહેર વસ્યું હશે.

**વલ્લભીપુરના નાશ વિષેની બીજી દંતકથા.**

'ધુંડીમલ' નામનો એક સાધુ પોતાનાં શિષ્ય સાથે વલ્લભીપુર આવ્યો. આ સાધુએ ઝંશાવાળા ડુંગરની તળેટીમાં નિવાસ કર્યો. શિષ્ય હંમેશ ભીક્ષા લેવા ગામમાં જતો; પણ ભીક્ષા મળતી નહીં જેથી તે દરરોજ લાકડા કાપી ગામમાં વેચી આટો લઈ કોઇ કુંભારણને ત્યાં રોટલા ઘડાવી લાવતો. એક દિવસ તેનાં ગુરૂએ શિષ્યનાં માથાનાં વાળ ઘસાઇ ગયલાં જોઇ પૂછ્યું, ત્યારે તેણે આ બીના કહી. સાધુ બીજે દિવસે જાતે માંગવા ગયો ત્યારે તેને આ વાત અક્ષરશઃ સાચી લાગી. તેણે તે કુંભારણને વલ્લભી છોડી ચાલ્યા જવા કહ્યું અને કહ્યું કે પાછું વળી જોવું પણ નહિ. સાધુ કમંડળ ઉંધું વાળી બોલ્યો 'નગર! તું ઉંધું વળી જા, ને તારો ધનમાલ ધુળ થઈ જાઓ! આવું કહેતાં વેંતજ વલ્લભીનગર નાશ પામ્યું. કુંભારણે ભાવનગર આગળ પાછું વળી જોયું એટલે તે પાષાણની પુતળી બની ગઇ. તે 'રૂપાવટી' માતાનાં નામથી હજીયે પૂજાય છે.

જૈનવૃત્તાંત પ્રમાણે મોઢરપુર અથવા મોઢબંકપટ્ટણ લખેલું છે અને મોઢેરાનાં તે મોઢ બ્રાહ્મણ કહેવાય

**મોઢેરા.** છે. આ શહેરની પાસે એક સુંદર દહેરૂં છે. તે કદાચ કર્ણેશ્વરનું દહેરૂં કે કર્ણપ્રાસાદ હોય. મોઢેરાનું દેવાલય એક નમૂનેદાર બાંધણીવાળું દેવળ છે, દેવાલયનું શિખર પડી ગએલું છે. દેવાલયની આગળની બાજૂએ કીર્તિસ્થંભોની નિશાની છે. આગલા ભાગમાં કુંડ છે. દેવાલયનો ઇલાયદો દ્વારમંડપ રામકુંડ કહેવાય છે. અલાઉદ્દીન ખીલજીની એક ટુકડીએ (અલપખાનની સરદારી હેઠળની) મોઢેરાને ઘેરો ઘાલ્યો હતો ત્યારે ત્યાંના બ્રાહ્મણો માંડવ્ય ગોત્રનાં વિઠ્ઠલેશ્વર વિપ્રની સરદારી હેઠળ ઘણી બહાદૂરીથી લઢ્યા હતા ; પરંતુ છેવટે મુસલમાનો આ શહેરમાં દાખલ થયા. મોઢેરાનાં કોટ અને દેવાલયો તોડી પાડયા અને મોઢેરાનાં તાબાનાં ગામો પડાવી લીધા. વિઠ્ઠલેશ્વરને સમાધાની થતાં નિર્વાહ માટે ગ્રાસ બાંધી આપવામાં આવ્યો હતો; પરંતુ ઘણાં બ્રાહ્મણો તે વખતે ત્યાંથી ન્હાસી છૂટી જૂદેજૂદે સ્થળે વસ્યા હતા. આ એક ઇતિહાસ પ્રસિદ્ધ બીના છે.

**પંચાસર** ચાવડાવંશની રાજધાનીનું શહેર ઝાલાવાડની ઉત્તરે કચ્છનાં રણને કાંઠે પંચાસર નગર છે. ઇ. સ. ૬૯૬ (સંવત ૭૫૨)માં જયશિખર નામે રાજા ત્યાં રાજ્ય કરતો હતો. ચાવડા વંશનો આ સુપ્રસિદ્ધ રાજા હતો.

**નર્મદા** અમરકંટક પહાડમાંથી વહે છે. એનાં બીજાં નામો (૧) મુરલા (૨) પૂર્વગંગા (૩) રેવા (૪) મુરંદલા રેવાકર્ણને રેવાપૂરાણમાં રેવાનાં દર્શન કરવાથી પાપ મુક્ત થાય છે એવું મહાત્મ્ય વર્ણવેલું છે.

**નાડીયા.** સ્વામિ ચૈતન્યની જન્મભૂમિ બંગાળામાં નવદ્વિપનામે ઓળખાય છે. બંગાળાનું છેલ્લું મૂખ્ય શહેર-નાડીઆ હતું. ઈ. સ ૧૨૦૩માં બખત્યાર ખીલજીએ જીત્યું હતું.

**પાટણ.** (૧) અણુહિલપુર પાટણ
(૨) અનહલપુર પાટણ
(૩) બ્રહ્મપુરી પ્રતિષ્ઠાન
(૩) Paithan of the Greeks
(૫) મુંઝી પાટણ

**પોરબંદર** – કાઠિયાવાડનું મુખ્ય બંદર, સુદામાપુરી (પ્રાચીનનામ)
જીર્ણદુર્ગ **અથવા** ખેંગારદુર્ગ. પ્રાચીન નામ ગિરિનગર, સાતમાં સૈકામાં આ શહેર ઘણી જાહોજલાલીએ હતું.

**જુનાગઢ** આઠમી સદીમાં કરેલાં હુએનસંગનાં વર્ણન પ્રમાણે આ નગરનો વિસ્તાર ૧૦ માઇલમાં હતો.
બારમી સદીમાં **રા' માંડલિક** રાજ્ય કરતો હતો. ત્યાર પછી થએલા **રા' ખેંગારે** જૂનાગઢનો કીલ્લો સમરાવ્યો હતો. ઇ. સ. ૧૪૭૨–૭૩માં રા'માંડલિક ગુજરાતના સુલતાન મહમદ બેગડાને હાથે પરાજય પામ્યો. ચૂડાસમા રાજાઓએ જૂનાગઢ ફરીથી વસાવ્યું અને ઉપર કોટનો કીલ્લો બાંધ્યો. અડીકડીની વાવ અને નોંઘણ કુવો એ બીજી સુપ્રસિદ્ધ જગાઓ છે. એ બે જગ્યાઓ એવી જોવા જેવી છે કે—

'અડીચડીની વાવ અને નોંઘણ કુવો
જેણે ન જોયો તે જીવતા મૂઓ.'

વળી ઉપરકોટ આગળ મહમદ બેગડાની કબર છે અને રા'માંડલિકનો મહેલ એક મસીદ આકારમાં ફેરવાઇ ગએલો જોવામાં આવે છે. રા'માંડલિકની હાર ઉપર એક એવી કથા છે કે તેને એક ચારણીનો શાપ લાગ્યો હતો. ચારણીઆણી નાગબાઇનાં દૂહા હજીપણ ઘણા પ્રસિદ્ધ છે.

''ગઢજૂનાની પોળ, દામો કુંડ દેખીશ નહીં
રતન પડશે રોળ. (ત્યારે)મું સંભારીશ માંડલિક.

જાશે રાહાની રીત, રાહાપણું રે'શે નહીં,
મંદીર ઠેકાણે મસીત (ત્યારે) મું સંભારીશ માંડલિક.
નાગલને નમ્યો નહી, ભુલ્યો રાજા ભીત.
મેડી ત્યાં મસીત (ત્યારે) મું સંભારીશ માંડલિક
નહીં વાગે નીશાન. નકીબ હકલશે નહીં,
ઉમટસે અસરાણ, તે દી મું સંભારીશ માંડલિક."

ઉપરકોટ અને ગિરનાર વચ્ચે ગુપ્તમાર્ગો હતા. રા'ખેંગારનો મહેલ ઉપરકોટમાં હતો. 'ઝરૂખો' નામે બીજી એક ઉપરકોટમાં જગ્યા છે. કવિશ્રી ન્હાનાલાલનાં શબ્દોમાં પ્રાચીન જાજરમાલી વર્ણવીએ તો-

"ગ્રીસ રોમથીય જૂનાં,
કુરૂ પાંડવથીયે પ્રાચીન
સોમનાથ ગિરિનગર દ્વારિકા;
યુગયુગ ધ્યાન વિલીન
ઉભીને કાલસિન્ધુને તીર
બજાવે બંસરી ભવ્ય સુધીર"

**અમદાવાદ**

મહમદશાહી વંશનો ત્રીજો બાદશાહ સુલતાન અહમદશાહ ગુલ્બર્ગથી આસાવલ ગામ આગળ શિકારે આવ્યો હતો. આ જગ્યા આગળ તેણે એક કુતરાને એક સસલાને હરાવતાં જોયો. જેથી આ ભૂમિની અલૌકિકતા નિહાળી 'જબ કુત્તેકૂ સસ્સે મારા, તબ બદશાહે શહેર બસાયા.' સુલતાને પોતાનાં ધર્મગુરૂ શેખ અહમદ ખાટુ (ગંજબક્ષ) ની સલાહથી મોટું શહેર વસાવવા નિશ્ચય કર્યો. આ શહેરનું રોપણ 'હલ્વી શિરાઝી' નામના કવિએ કવિતામાં વર્ણવ્યું છે. ઇ. સ.

૧૪૧૭ માં અમદાવાદનાં કોટો બંધાઈ રહ્યાં તે વર્ષ 'ખિરાક' નામથી ઓળખાય છે. અસલ આ કોટને બાર દરવાજા હતા. હાલમાં આઠ છે. આ શહેર ઉપર વખતો વખત બહારથી હલ્લાઓ થયા હતા. પાટણ પડતાં અમદાવાદ ગુજરાતનું પાટનગર થયું. આ શહેર શુભ્ર સાબરમતીને તીરે આવેલું છે. અહમદશાહે ત્યાં ભદ્રનો કીલ્લો બાંધ્યો અને હાથમતીનું પાણી સાબરમતીમાં વાળ્યું. અણહિલવાડ અને ચંદ્રાવતીથી આરસો મંગાવી આ શહેરમાં તેણે મહેલ-કબર મસ્જીદ વિગેરે બંધાવી ધંધાધારીઓને વસાવ્યા. ઈ. સ. ૧૫૧૧ માં મહમદ બેગડાનાં વખતમાં આ શહેર પૂર્ણ જાહોજલાલીએ પહોંચ્યું. જહાંગીર બાદશાહને આ શહેર રૂચેલું નહિ. તેણે એને 'ગર્દાબાદ' નામ આપેલું. જુમ્મામસ્જીદ, ત્રણ દરવાજા, ભદ્ર, હઠીસીંગનું દેવળ, કાંકરીયા તળાવ તથા રોજાઓ, શિલ્પકામ રૂ, રેશમ અને સોનેરી તારનું વણાટ કામ તથા ભરતકામ સુપ્રસિદ્ધ છે. ગુજરાત કૉલેજ, ગુજરાત વર્નાકયુલર સોસાયટી, હેમાભાઇ ઇન્સ્ટીટયુટ, શાહીબાગ અને ભદ્ર એટલી નામીચી જગ્યાઓ છે.

**સુરત.** (૧) સુર્યપૂર (૨) તપ્તી (તાપી) નદીને કિનારે આવેલું જગપ્રસિધ્ધ શહેર. સત્તરમી સદીનું સુરત તે જગપ્રસિદ્ધ ૮૪ બંદરનાં વાવટારૂપ હિંદનું વેપારનું મુખ્ય મથક-'સુરંત સુનાની મુરત' આવી એની પ્રાચીન જાહોજલાલી હતી. એક તુર્ક સિપાઇએ ઈ. સ. ૧૫૪૦ થી ૧૫૪૬ નાં કોઈ વર્ષમાં તેનો કિલ્લો બાંધ્યો. આ તુર્ક (રૂમી) મહમૂદ બેગડાનો એક અમીર હતો. ઈ. સ. ૧૫૭૩ માં અકબર બાદશાહે સુરત લીધું ત્યારથી ૧૭૫૧ સુધી મોગલ શહેનશાહતનાં તાબામાં રહ્યું. ઈ. સ. ૧૭૫૯ માં અંગ્રેજી વહિવટ સુરતમાં શરૂ થયો. દક્ષિણ પશ્ચિમ બાજૂથી અંગ્રેજનો અને દક્ષિણ પૂર્વ બુરજ ઉપર મોગલનો વાવટો

કિલ્લા ઉપરથી ઉડતો. આવો વહિવટ ઇ. સ. ૧૮૪૨ સુધી રહ્યો. સુરતનો છેલ્લો નવાબ મરી જતાં અંગ્રેજી વહિવટ નીચે એ શહેર આવ્યું. ઔરંગઝેબનાં અમલથી સુરતમાં મરાઠાઓનાં હુમલાઓ આવવા લાગ્યા. હૈદરકુલીખાને સુરતની આસપાસ કોટ ચણાવ્યો અને તહાવરખાન નવાબે તે પૂરો કર્યો. આ કોટને બાર દરવાજા છે. ઇ. સ. ૧૮૦૦ થી સુરતની જાહોજલાલી તુટવા માંડી—અને મુંબઇ મંડાવા માંડયું. ત્યારપછી સુરત ઉપર દુષ્કાળ, આગ, અને રેલનાં અકસ્માતો લાગ્યા—છ લાખની વસ્તીવાળું શહેર એંસી નેવું હજાર વસ્તીવાળું બન્યું. અઢારમી સદીમાં સુરતમાં એક કરોડનો વ્યાપાર હતો. પ્રચલિત દંતકથા આધારે કહીએતો સુરત ગોપીનામનાં હિંદુ વેપારીએ વસાવ્યું અને એની સ્ત્રીના નામથી રાણીતળાવ ઓળખાવા લાગ્યું. ઇ. સ. ૧૧૯૪ માં સુરત કામરેજના એક હિંદુરાજાનાં તાબાનું એક ગામ હતું. ઇ. સ. ૧૩૭૩ માં ફિરોઝ તઘલખે ભીલો સ્હામે રક્ષણ કરવા એક કિલ્લો બાંધેલો. ઇ. સ. ૧૫૧૪ માં ફિરંગી મુસાફર બારબોસાએ સુરતની જાહોજલાલી વર્ણવી છે. મોગલ શહેનશાહતનાં વખતમાં સુરત વિશેષ જાહોજલાલીએ પહોંચ્યું. મુખ્ય વેપાર ખનીજ, ફટકડી, હિરા—માણેક, પરવાળા, અકીકનાં પ્યાલાં, અનાજ કરીઆણાં, સાબુ, ખાંડ, અથાણાં, કાગળ, મીણ, અફીણ, ગળી અને સુતર તથા રેશમનાં કપડાં, લક્કડકામ, હાથીદાંત અને સુશોભિત પેટીઓનો,હતો. સત્તરમી સદીની શરૂઆતમાં અંગ્રેજ, ફ્રેંચ, ફિરંગી અને વલંદાની કોઠીઓ હતી. આ બધામાં વલંદાની સત્તા વિશેષ હતી. અંગ્રેજો સુરતમાં ઇ. સ. ૧૬૦૮માં આવ્યા અને ઇ. સ. ૧૬૧૨ માં તેઓએ કોઠી ઘાલી. ઇ. સ. ૧૬૧૯ માં દિલ્લી દરબાર તરફથી પટો મેળવ્યો. ઇ. સ ૧૬૪૨ માં આઠ કોઠીઓ સુરતનાં તાબા હેઠળ હતી. સુરતમાં તેઓનો પ્રેસીડેંટ રહેતો. ઇ. સ. ૧૬૬૧ માં શાહજહાને કેટલાક કોલકરાર કરી આપ્યા. ઇ. સ ૧૬૮૭

થી સુરતનો વેપાર તૂટયો અને સુરતને બદલે મુંબઇના બારામાં વહાણો નાંગરાવા લાગ્યા. હાલમાં સુરતમાં બ્રિટીશ સલ્તનતના કલેકટર સાહેબ રહે છે. લોકો સંતોષી અને સુખી છે. વિદ્યાકળાનું આ શહેર રસીયું છે અને ઉત્તરોત્તર ઉત્ક્રાંતિ વાંછે છે. સર સોરાબજી હાઇસ્કૂલ–હુન્નરશાળા, સાર્વજનિક હાઇસ્કુલ અને આર્ટસ કૉલેજ અને સર નગીનચંદ ઇન્સ્ટીટયુટ વિગેરે જાહેર સંસ્થાઓ છે. સુરતનું રેશમી વણાટકામ હજી પણ પ્રસિદ્ધ છે.

**શ્રીમાળ-ભિન્નમાળ.** શ્રીમાળ-(ભિન્નમાળ) શ્રીમાળી સંજ્ઞાધારી બ્રાહ્મણવાણીઆનું જન્મસ્થાન મારવાડમાં આવેલું છે. કેમ્પબેલકૃત તવારીખ છે કે, સત્યયુગમાં શ્રીમાળ, ત્રેતાયુગમાં રત્નમાળ, દ્વાપરમાં પુષ્પમાળ અને કળિયુગમાં આ શહેર ભિન્નમાળ નામે ઓળખાતું હતું. મી. ડી. આર ભાંડારકર ૧૯૦૮ના આર્કયોલોજીકલ રીપોર્ટમાં લખે છે કે આ સ્થળનું પ્રાચીન નામ ભિલ્લમાળ–ભિન્નમાળ હોવું જોઇએ અને શ્રીમાળ તથા ભિન્નમાળ સંસ્કૃતનાં રૂપાંતર હશે.

કવિશ્રી દલપતરામે કથ્યું છે કેઃ—

"અગીયારસેંહ છોતેરનો દુકાળ
ભાગી પડયું તે પુર ભિન્નમાળ;
રાજા હતો પાટણ સિદ્ધરાજ,
તેડાવી રાખ્યો સઘળો સમાજ"

જે ઉપરથી જણાશે કે અણહીલપુર પાટણ સ્થપાયાથી અને ઉપરા ઉપરી દુકાળ પડવાથી આ શહેરની પ્રાચીન જાહોજલાલી નષ્ટ થઇ અને એક ગામડું બની ગયું. ઇ. સ. ૧૮૫૩ સુધી (અકબરે જ્યારે એને મારવાડમાં ગણ્યું ત્યાં સુધી) આ શહેર ઉત્તર ગુજરાત (આનર્ત

દેશના) એક ભાગમાં ગણવામાં આવતું. શ્રીમાળ પુરાણ-મહાજનવંશ, જૈન મુક્તાવલિ અને ભોજપ્રબંધ તથા પ્રબંધ ચિંતામણીમાં આ શહેર વિષે જુદીજુદી કથાઓ છે. ગુજરાત ગેઝેટીયર પ્રમાણે ગુર્જર રાજાઓ તીરકામઠાવાળા હોવાથી ભિલ્લ કહેવાયા અને તે ઉપરથી ભિન્નમાળ-ભિલ્લમાળ લોકાગચ્છની પટાવળી ઉપરથી ઈ.સ. ૧૧૭૫-૧૧૮૭નાં દુકાળોથી ભિન્નમાળ તુટયું. સોહકુલ રત્નપટાવળી પ્રમાણે સં. ૧૩૧૩માં રાવ કાન્હડદેએ ભિન્નમાળ ફરીથી વસાવ્યું. માઘ કવિ આ શહેરની જુની વિદ્યાશાળામાં શીખ્યા હતા.

**તક્ષશિલા**-(નાગરાજા તક્ષકની શિલા) રાવળપીંડી જીલ્લાનાં શહાઘેરી નામના ગામ આગળ હતું. આયુર્વેદ માટે પ્રાચીન કાળમાં ઘણું સુપ્રસિદ્ધ-વિદ્યા અને વેપારનું કેંદ્ર હતું. ગાંધાર દેશનું એક શહેર હતું.

**પેશાવર**—(પુરૂષપુર) કનિષ્ક રાજાની રાજધાની હતું. ગાંધરદેશનું મુખ્ય શહેર.

**કુણ્ડલવન**-(શ્રી નગર પાસે) જ્યાં આગળ કનિષ્ક રાજાએ બૌધધર્મની એક મોટી પરિષદ્ મેળવી હતી.

**બુદ્ધગયા**-મહાત્મા બુદ્ધની તપોભૂમિ-નિરંજરા નદીને કાંઠે 'ગયા' ક્ષેત્રથી ૭ માઇલ ઉપર આવેલું છે.

**નાલંદા**-મૌર્યકાળની વિદ્યાનગરી, વિદ્યાપીઠનું મુખ્યધામ, રાજગિરથી સાત માઇલ છેટેનાં બારગાંવ ગામ આગળ, નાલંદારોડ સ્ટેશનથી જઇ શકાય અને પ્રાચીન ખંડેર જોઇ દગ્ગોચર થશે.

**ઉપગુપ્ત**-મહાન્ અશોકનાં ધર્માચાર્ય. જેની દેખરેખ નીચે ધર્મ પરિષદ્ ભરવામાં આવેલી.

**ભિલ્સા**—હાલની વિદિશા. ભિલ્સા આગળ સાંચીસ્તૂપ સુપ્રસિદ્ધ છે. અવન્તીનાં દશાર્ણ મૂલકની અસલ રાજધાની.

**સોમનાથ**–(૧) પ્રભાસ (૨) સોમ–તીર્થ (૩) સોમનાથ (૪) સોમેશ્વરનાથ (૫) દેવપટ્ટન (૬) ચંદ્ર પ્રભાસ જૈનોનું હરિણા કપિલા અને સરસ્વતીનાં સંગમ આગળ આવેલું–સરસ્વતીનાં દક્ષિણે (સોમનાથ પાસે) પ્રસિદ્ધ પિપળાનું ઝાડ છે જ્યાં આગળ શ્રીકૃષ્ણનો દેહોત્સર્ગ થયો હતો.

---

(ब)

# પુરાતત્ત્વ

## શિલ્પકામ અને સ્થાપત્યકળા

(अ) મૌર્યકાળનું (ब) બુદ્ધના સમયનું (क) ગુપ્ત વંશ વખતનું (ड) માધ્યમિક કાળનું કે ૧૦–૧૧ સૈકા વચ્ચેનું.

શિલ્પ અને સ્થાપત્ય (કોતરકામ અને બાંધકામ)નો શોખ એ ગ્રીસ–રોમ–બાકટ્રીયા અને ઇરાનની માફક હિંદનો અમર વારસો છે. મહાભારતનાં સમયમાં પત્થર ઉપરનું કોતરકામ તથા પાંડવોને છળવા તૈયાર કરાવેલો લાક્ષાગૃહ તેમજ પુષ્પક વિમાન વિગેરે પ્રાચીન કળાની યાદ આપે છે. વળી વેદકાળની યજ્ઞ સામગ્રિઓ, હવનનાં સાધનો વિગેરે લક્કડ કોતરકામની યાદ આપે છે. તદુપરાંત મહેલોની કારીગરીઓ પણ સુપ્રસિદ્ધ છે. ભવ્યનગરો અને દુર્ગનાં વર્ણનો વાંચતાં આર્યપ્રજાનો અમર વારસો યાદ આવે છે. વળી પ્રાચીન મીનાકારી કામ પણ આકર્ષક હતું. શિલ્પ અને સ્થાપત્યનો ઇતિહાસ મૌર્યકાળથી આરંભી શકાય–મહાન અશોકનાં સ્તંભો–સ્તુપો–શીલાલેખો તત્સમયનાં પુરાતત્ત્વની ઝાંખી કરાવવા સમર્થ છે. પત્થર ઉપરનું કોતરકામ પણ જ આકર્ષક હતું અને તે ઉપરાંત ધાર્મિક લેખો ધર્મ નીતિનું શિક્ષણ રજૂ કરતાં તક્ષશિલાની બાંધણી શિલ્પકળા

મશહૂર છે. લડાઈમાં વપરાતાં રથો પણ પ્રાચીન બાંધકામની યાદ આપે છે. વળી ગુફાઓનું કોતરકામ એક વિશિષ્ટ લક્ષણ છે.

(ચ) બુદ્ધનાં સમયનું શિલ્પકામ અને સ્થાપત્ય કળા–બુદ્ધકાળનું ધાર્મિક ચિન્હ 'ચક્ર' છે. બૌદ્ધનાં શિલ્પકામમાં વચમાં એક ચક્ર કોરવામાં આવે છે અને આસપાસ કિન્નરો કોતરવામાં આવે છે.

(છ) ગુપ્તકાળમાં સ્થાપત્યકળા પૂર્ણ ખીલી હતી અને જાહોજલાલીએ હતી.

(જ) માધ્યમિક કાળમાં મુસલમાન તથા મુગલાઈ વખતમાં બૂરજો મિનારાઓ કબરો, આલિશાન રંગમહેલો અને મસ્જીદોનાં બાંધકામો મશહૂર છે.

---

(ક)

## ઐતિહાસિક વિવેચનો

**કેસરીયાં**–રાજપૂતો પોતાનાં નેકટેક સાચવવા રણાંગણનાં મેદાનમાં ઝૂઝવા હામ ભીડી નીકળી પડતા ત્યારે ક્ષત્રિયાણીઓ વીરને વિદાય દેતી અને ફૂલડાં કટોરી અર્પતી. શત્રુઓ સ્હામે ઝૂઝવા કેશરી રંગના વાગા અને સાફાઓ સજી રણહાક ગજાવતા શૂરા ક્ષત્રિઓ નીકળતા. આ ચાલ રાજસ્થાનમાં બહૂ પ્રચલિત હતો.

**જોહાર**—જ્યારે રાજપૂતોને એમ લાગતું કે તેઓ શત્રુઓથી હારી જશે અગર છેક-છેવટની ઘડી આવી પહોંચી છે અને સ્વતંત્રતા નષ્ટ થવાનીજ, ત્યારે તેઓ આ ભીષણ વ્રત ઉજવતાં. રાજપૂત રમણીઓ અગ્નિ પ્રગટાવી તેમાં કૂદી પડતી અને રાજપૂતો કેસરીયાં કરી સીધાવતા. આવું ભીષણવ્રત ચીતોડમાં સતી પદ્મિણીએ ઉજવ્યું હતું.

**સતી**—રાજપૂતવીરનાં (પોતાના પતિનાં) મરણ સમાચાર સાંભળતાં તેની રમણી–સતી-કાષ્ઠ પ્રજાળી પોતાનાં ધણીનાં શબ યા ધડ સાથે બળી મરતી અને સદેહે સ્વર્ગે સીધાવતી. આ ચાલ 'સતી થવાનો ચાલ' નામે ઓળખાતો. સતી માતા છેલ્લી ઘડીએ રાજવીરોને શાપ યા આશિષ દેતી. અને તે ફળતા પણ ખરા. જૂઓ કર્ણને નડેલો રૂપસુંદરીનો શાપ તથા રા'માંડલિકને લાગેલો ચારણિનાગબાઇનો શાપ.

**રાજપૂત રજપૂતાના** } પ્રથમ પ્રકરણમાં જણાવ્યા મુજબ રાજપૂતો ૧૦૯ ઓડકનાં છે. તેમાંની મૂખ્ય શાખાઓ–જાડેજા ઝાલા, તુંવાર, ચોહાણ, પરમાર, રાઠોડ, ગોહિલ અથવા બારૈયા, સોલંકી, વાઘેલા, ડાભી, મકવાણા, જેઠવા, જાદવ, ચૂડાસમા, રાયજાદા, સરવરિયા, જાટ, ભાટી, વાળા, સીસોદીયા જોધા, વિગેરે છે. રાજપૂતોનો વસવાટનો મૂખ્ય મુલક તે રાજપૂતાના રાજસ્થાન મરૂભૂમિ (૨) મરૂસ્થલિ (૩) મરૂધન્વા આ ત્રણ એનાં પ્રાચીન નામો છે. રાજપૂતો કૂળદેવીને બહુ માને છે. અને કોલ આપ્યાં પછી કદિ ફરતા નથી. ધર્મની ઝનૂનમાં અને અતિ વિશ્વાસથી કેટલીકવાર તેઓએ ખત્તા પણ ખાધી છે. તેઓ નવરાશના વખતમાં ડાયરો ઝમાવે છે અને હોક્કા ગડગડાવે છે અને અફીણ કસુંબા કરે છે. રાજપૂતવીર વિવેકી, સાચવટવાળો અને જબરજસ્ત પરોણા ચાકરી કરનારો હોય છે. શૂરો ક્ષત્રિય સમરાંગણમાં મરવાનું પસંદ કરે છે; કારણ કે:-

"યુદ્ધમાં તન ક્ષત્રી ત્યજે
મરે ન મરદો ઘેર"

**બહારવટું**-જ્યારે કોઇ રાજપૂતને ગેર અન્યાય થયો હોય અગર તેને ભાગ કે લાગો ન મળ્યો હોય ત્યારે તે રાજની સ્હામે બહા-

રવટું ખેડે છે અને રૈયતને સતાવે છે પણ ખરા અને સ્વતંત્રતા મળે અગર દેહાંત થાય ત્યાં સુધી લડે છે. જૂઓ જૂહડનાં વખતમાં વનરાજે બહારવટું કેવું ખેડેલું તે—

**નૉન રેગ્યુલેશન પ્રાંત**- આ પ્રાંતોમાં અમુક ઠરાવેલા ધારા પ્રમાણે વહીવટ ચાલતો નથી; પરંતુ કામનો મુખ્ય આધાર અધિકારીની સત્તા ઉપર આધાર રાખે છે. સિંધ એક આવો નૉન રેગ્યુલેશન પ્રાંત છે.

**દિનાર**—મુસલમાન સમયનો સુવર્ણનો સિક્કો.

**અશરફી**-સોનાનો સિક્કો દશ રૂપીયાનો.

**મહમૂદી**-અડધો રૂપીયો (દશ આનાનો)

**ટંકા**—અમદાવાદના સુલતાનોના સમયમાં ચાલતું નાણું. ટંકા એક રૂપીયાનાં ૧૦૦) મળતાં.

**દામ**—મોગલ સુબેદારો વખતનું નાણું. એક રૂપીયાનાં ચાલીસ દામ મળતાં. કહેવત છે કે 'જેવા દામ તેવા કામ'

**ચંગીઝી**--આ સિક્કાની કિંમત રૂ. ૧/૨ થી સહેજ કમી હતી.

**હૂન ઇબ્રાહિમી**- સોનાનાં સિક્કાઓ, બંદરોનાં વસુલાત ખાતામાં લેવામાં આવતા. હૂનની કીંમત લગભગ રૂપીયા ચાર જેટલી અને ઇબ્રાહિમીની કીંમત રૂપીયા ૪ાા હતી.

**ભાટ બારોટ ગઢવા ચારણ**- રાજપૂતોને મોટાં જંગોમાં, દરબારમાં અને સમરાંગણમાં અને દરબારમાં વખતો વખત પા'નો ચઢાવવા (ઝાલા ભાલા વાગસે કરો ધનુષ ટંકાર') દરબાર ખૂશ રાખવા ગઢવા અને ચારણો રહેતા. રાજપૂતો ચારણોને બહુ માને છે. તેઓનાં વચન કદિ ઉથાપતા નથી; ચારણી કન્યાઓ પવિત્ર મનાય છે. ગઢવાઓનાં દૂહાઓ હજીપણ પ્રસિદ્ધ છે (જૂઓ સૌરાષ્ટ્રની રસધાર). ચારણની ખાસ ભાષા છે જે ગુજરાતની અને રાજરંગી છે. એ ભાષા ચારણીભાષા નામે ઓળખાય છે અને

ચારણી સાહિત્ય પણ એક નિરાળું સાહિત્ય છે. ભરી સભામાં રાજ કર્ત્તાઓને સત્ય કથન કે માર્મિક વચનો ફૂળ જાત યાદ આપી તેઓ કહી શકતા. જેવાં કેઃ—

'તારે માગણ બોત હે, તો મારે ભૂપ અનેક'

**મુંજ**

માળવાના પરમાર રાજા સિંગભટ્ટને પુત્ર ન હતો તેથી તેણે કોઇએ ઘાસની ઝાડીમાં કાઢી નાંખેલો પુત્ર **મુંજ** દત્તક લીધો હતો. ત્યારબાદ સિંગભટ્ટને **સિદ્ધલ** નામે એક છોકરો થયો; પરંતુ સિંગભટે મરતી વખતે રાજ્ય મુંજને સોપ્યું. પ્રસિદ્ધ ભોજ તે સિદ્ધલનો પુત્ર થાય. મુંજે ભોજને મારવા માટે મારા મોકલ્યા હતા; પરંતુ તેઓ ભોજના લાવણ્યથી મુગ્ધ થયા અને તેને સંતાડી રાખ્યો હતો. ભોજે મુંજને લોહીના અક્ષરથી પત્ર લખી આપ્યો હતો કેઃ "માંધાતા[+] જેવા રાજાઓ ગયા, રામ અને યુધિષ્ઠિર જેવાઓ ગયા; તેઓની સાથે પૃથ્વી ગઇ નથી. તો હે મુંજરાજા ! એ પૃથ્વી હવે તારી થશે ?" મુંજને આવો ગંભીર અર્થવાળો શ્લોક વાંચી ઘણો પસ્તાવો થયો; પરંતુ ભોજ જીવતો છે એ હકીકત જ્યારે તેણે જાણી ત્યારે ઘણો આનંદ પામ્યો. ભોજને તેણે યુવરાજપદ આપ્યું અને ધર્મારણ્યમાં મુંજપુર વસાવ્યું.

તિલંગા દેશના રાજા તૈલપ ઉપર મુંજે સ્વારી કરી હતી. તેનાં પ્રધાન રૂદ્રાદિત્યે તેને ઘણો સ્હમજાવ્યો પરંતુ તે ગોદાવરી નદી ઓળંગી તૈલપની સ્હામે ગયો. તૈલપે તેને કેદ કર્યો. મુંજ તૈલપની

× मान्धाता स मी पतिः कृतयुगालंकारभूतो गतः ।
सेतुर्येन महोदधौ विरचितः क्वासौ दशास्यान्तकः ।
अन्ये चापि युधिष्ठिरप्रभृतयो याता दिवं भूपते
नैकेनापि समंगता वसुमति मन्ये त्वया यास्यति ॥

મ્હેન મૃણાલવતી સાથે પ્રેમમાં પડયો અને ન્હાસી છૂટયો નહિ. મૃણાલવતીએ આ વાત તૈલપને કહી અને મુંજને હાથીનાં પગ તળે છુંદાવ્યો.

મુંજ મહા વિદ્વાન હતો અને તેણે ઘણાં વિદ્વાનોને આશરો આપ્યો હતો; તેણે મરણ સમયે ભોજ ઉપર સંદેશ પાઠવ્યો હતો કે ×મારા સરસ્વતી પાઠકોને સંભાળજો !

**રાખેંગાર અને રાણકદેવડી**

સોરઠનો રા' પોતાનાં ભાણેજ દેશળદેવ અને મહારાજા જયસિંહ દેવનાં દગાનો ભોગ થઇ પડયો. ખરેખર, ચુડાસમા કુળનો તિલક એ મધ્યકાલિન ગુજરાતના ઝળહળતા શૌર્યનો એક પ્રતિનીધિ હતો. સોહામણાં સોરઠે એનાં પર કીર્તિકલશ ઢોળ્યો હતો અને એ કલશ સતી રાણકદેવડીનાં હાસ્યવડે હંમેશ ઝળહળતો હતો. એનાં ભલમનસાઈ અને ઔદાર્ય કોઇપણ રાજાને દાખલો લેવા જેવાં હતાં. પાટણની સર્વભક્ષી સત્તા બારબાર વર્ષ સુધી એનો કીર્તિકલશ ઝૂંટાવી લેવા મથી. પાટણનો રાજાધિરાજ ઘણુંયે મથ્યો; પરંતુ જૂનાગઢે બાર બારવર્ષ સુધી મચક આપી નહિ. શ્રી. કનૈયાલાલ મુન્શીનાં શબ્દોમાં કહીએ તો—

"એનું ગૌરવ, જેણે દારિદ્ર, નિરાધારી ને વિપત્તિમાં પણ સોરઠનાં માન અને મહત્તા ટકવી રાખ્યાં; એનો ટેક ગિરનાર સમો અડગ, જેણે ઘેરાઇ રહેલી મુશ્કેલીઓમાં પણ એના ચારિત્ર્યને નિષ્કલંક રાખ્યું; એના સ્વદેશદાઝ ને સ્વાતંત્ર્ય પ્રેમ જેણે જીવનને વિશુદ્ધ રાખવા તેને આપદ્યજ્ઞમાં હોમી દીધું—આ બધા મધ્યકાલીન હિંદુ વીરયુગમાં

× लक्ष्मी यास्यति गोविन्दे वीरश्रीर्वीरवेश्मनि ।
गते मुंजे यशः पुंजे निरालम्बा सरस्वती ॥

પણ એને અગ્રગણ્ય સ્થાન અપાવે છે. × × × ખેંગાર સાથે જૂનાગઢનો ટેક ગયો; સોરઠનું સ્વાતંત્ર્ય ગયું; માત્ર શૌર્યપર રચાએલી સત્તાની ભાવના ગઇ અને એની પાછળ અમરકીર્તિ, રડતી રૈયત ને સતી રાણકને મૂકતો ગયો.

અને રાણકદેવડી મધ્યકાલિન યુગમાં એક મહાન્ સતીદેવી થઇ ગય. રાણકને મન રાખેંગાર એક મહાન પ્રતાપી નરવીર અને સોરઠનો સૂર્ય અને રાખણહારો રામ હતો. જયસિંહ દેવની લાલસાઓ તેનું અડગ સતીત્વપણું ન ચલિત કરી શકી. સિંધના શેરપરા રાજાની તે કુંવરી હતી; અને આ કુંવરી જ્યાં રહેશે તે રાજ્યનો નાશ થશે એવી એક જ્યોતિષીએ અવગાહી કરવાથી રાજાએ તેને જંગલમાં તજી હતી. મજેવડી ગામના કુંભારે તેને ઉછેરી મોટી કરી હતી. સિદ્ધરાજે આ કુંવરી ઘણી દેખાવડી હોવાથી માંગુ મોકલેલું, પરંતુ આ દરમ્યાન જૂનાગઢનો રા' તેને પરણી ગયો અને વિધાતાનાં યોગે રાણક સોરઠની રાણી બની.

ખેંગાર એને વર્યો પરંતુ જયસિંહદેવ એને માટે ઘેલો થયો. અને બાર બાર વર્ષ સુધી એને મેળવવા મથ્યો. સોરઠનું આ સોહામણું રત્ન ધૂળભેગું થયું. સતીની આણ વર્તાઇ. ભાગ્યદેવીએ સિતાની માફક પૂર્ણ કસોટીએ ચઢાવી. રાણક વઢવાણ આગળ સતી થઇ. સતીએ બીજા ભવમાં પણ ખેંગાર પતી માંગ્યો અને રાજા આ કરૂણાત્મક કથા જોઇ સ્તબ્ધ થયો. ભોગવતીનાં નીર સૂકાઇ ગયા. રાજા ગોઝારો બન્યો; પરંતુ સતીની કીર્તિ દિગંતમાં ફેલાઇ રહી. અને સોરઠ અને ગુજરાતમાં દેવડી 'સતી મા' તરીકે પૂજાતી રહી.

'રાજાધિરાજ' નાં પુસ્તકમાં શ્રીયુત કનૈયાલાલ મુન્શી સતીનું ચારિત્ર્ય આલેખે છે કેઃ—

રાણકદેવી સોરઠીઓને મન રાણી નહોતી, તેમ સ્ત્રીએ નહોતી. તેને તે સતી અને માતા માનતા. વૃદ્ધ ને બાલ, પુરૂષ અને સ્ત્રી તેને પૂજ્ય ગણતાં; એટલુંજ નહીં, પણ તેની પાસે ઇશ્વરી શક્તિઓ પણ છે એમ માનતા. આખા સોરઠમાં તેના નામની બાધા લેવાતી અને દુઃખીઓ તેની આશિષ લઇ દુઃખ ટાળવાની ઇચ્છા રાખતાં ! !

**મદનપાળ** સિદ્ધરાજ જ્યારે ન્હાનો હતો ત્યારે રાજ્યની લગામ કર્ણની માતા ઉદયમતીના ભાઇ મદનપાળનાં હાથમાં રહેતી; પરંતુ તે ઘાતકી રીતે વર્ત્તતો. તેણે દરબારનાં લીલા નામનાં પ્રખ્યાત વૈદ્યની પાસે બળાત્કારે પુષ્કળ પૈસો કઢાવ્યો હતો; આગળ જતાં સાન્તૂ પ્રધાને રાજકુમારને હાથમાં લઇ મદનપાળને મારી નંખાવ્યો.

પછીથી રાજસત્તા મયણલ્લદેવી (મીનળ)નાં કબજામાં આવી તેને સાન્તૂ મુંજાલ અને ઉદો (ઉદયન) ત્રણ પ્રધાનો હતા.

**ઉદો** ઉદો મારવાડનો શ્રીમાળી વાણીયો હતો; તેને કર્ણાવતીમાં જવા માટે સારા શુકન થયા હતા. ત્યાં વાયડગચ્છનાં શ્રી અજીતનાથના પ્રાસાદમાં બેઠો હતો તેવામાં તેને લાછિ નામની છીપણ સાથે ભેટો થયો. આગળ જતાં ઉદાને પુષ્કળ પૈસો મળ્યો; અને તે લાછિને આપવા માંડયો; પણ તે ભલી બાઇએ સ્વીકાર્યો નહિ. ઉદાએ કર્ણાવતીમાં જિનપ્રાસાદ બંધાવ્યો. કુમારપાળને એણે સ્તંભતીર્થ (ખંભાત) માં સારો આશરો આપ્યો હતો તેથી કુમારપાળે તેને મુખ્ય અમાત્ય નીમ્યો હતો.

**સિંહ સંવત્સર** સિંહ સંવત્સરની શરૂઆત સિદ્ધરાજની સૌરાષ્ટ્રની જીતથી થએલી છે. સંવત ૧૧૬૯–૭૦ થી આ સંવત્સર ગણાવા લાગ્યો.

(ઙ)

(તવારિખે ગુજરાત)

## ચાવડાવંશની વંશાવલી

વનરાજ સને ૭૪૬-૮૦૬, યોગરાજ સને ૮૦૬-૮૪૨, ક્ષેમરાજ અથવા ભીમરાજ ૮૪૨-૮૬૬, પૃથુ અથવા ભૂવડ ૮૬૬-૮૯૫, વૈરીસિંહ (વિજયસિંહ) ૮૯૫-૯૨૦, રત્નાદિત્ય (રાવતસિંહ) ૯૨૦-૯૩૫ અને સામંતસિંહ (ભૂયડદેવ) ૯૩૫-૯૪૨.

## ચૌલૂક્ય કે સોલંકિવંશની વંશાવલી ‡

મૂળરાજ સને ૯૪૨-૯૯૭, ચામુંડ ૯૯૭-૧૦૧૦, વલ્લભસેન ૧૦૧૦ (સાતમાસ), દુર્લભસેન ૧૦૧૦-૧૦૨૨, ભીમદેવ ૧ લો ૧૦૨૨ ૧૦૭૨, કરણ ૧૦૭૨-૧૦૯૪, સિદ્ધરાજ ૧૦૯૪-૧૧૪૩, કુમારપાળ ૧૧૪૩-૧૧૭૪, અજયપાળ ૧૧૭૪-૧૭૭૭, મૂળરાજ ૨ જો ૧૭૭૭ ૧૭૭૯ ભીમદેવ ૨ જો ૧૧૭૯-૧૨૪૧* અને ત્રિભુવનપાળ ૧૨૪૧-૧૨૪૨

## વાઘેલાવંશની વંશાવલી

વીસળદેવ સને ૧૨૪૪-૧૨૬૨, અર્જુનદેવ ૧૨૬૨-૧૨૭૪ સારંગદેવ ૧૨૭૪-૧૨૯૫* અને કરણઘેલો ૧૨૯૫-૧૩૦૪

‡ ૯૯૮, * ૧૨૪૨ (ગુજરાત સર્વસંગ્રહ) પ્રમાણે.

'સુકૃત સંકીર્તન' નામનો ગ્રંથ છેલ્લા ચાવડા વંશનાં બે રાજાઓનાં નામો રાહુ રાડ અથવા રાહડ અને ભૂભર અથવા ભૂભટ આપે છે.

"પ્રબોધ ચિંતામણી"-છેલ્લા બે રાજાનાં નામો 'શ્રી આકડ દેવ' અને 'ભૂયગડ દેવ' આપે છે.

* ગુજરાત અર્થ સંગ્રહ પ્રમાણે ૧૨૭૯

## ગુજરાતના સુલતાનોની તવારીખ

મહમદશાહ ૧ લો ૧૪૦૩–૧૪૦૭, મુજફ્ફરશાહ ૧૪૦૭–૧૪૧૧, અહમદશાહ ૧ લો ૧૪૧૧–૧૪૪૧, મહમદશાહ ૧૪૪૧–૧૪૫૧, કુતુબશાહ ૧૪૫૧–૧૪૫૯, દાઉદશાહ ૧૪૫૯–૧૪૫૯, મહમૂદ બેગડો ૧૪૫૯–૧૫૧૩, મુજફ્ફરશાહ ૨ જો ૧૫૧૩–૧૫૨૬, સિકંદરશાહ ૧૫૨૬–૧૫૨૬, મહમુદશાહ ૨ જો ૧૫-૬-૭, બહાદુરશાહ ૧૫૨૭ ૧૫૩૬. મંહમદશાહ ૩ જો ૧૫૩૬–૧૫૫૪, અહમદશાહ ૨ જો ૧૫૫૪–૧૫૬૧, અને મુજફ્ફરશાહ ૩ જો ૧૫૬૧–૧૫૭૩.



# વિષયસૂચી અને સંક્ષિપ્ત ટીપ્પણુ

પાનું ૫

રાજરંગ ઇતિહાસ, ઇતિવૃત્ત-રાજનાં વિધવિધ બનાવો ઉકેલવામાં મળતો આનંદ અને ઉલ્લાસ.

પૂરાતત્ત્વો-પુરાણાં સાહિત્ય કળાવિજ્ઞાન—સ્થાપત્ય કલા વિગેરે જે વડે પ્રજા આગળ વધે છે અને જેમાં પ્રજા જીવનનો પડઘો છે તેવી કૃતિઓ.

પાનું ૬

રૂદ્ર મહાલય. એક પ્રાચીન પ્રખ્યાત દેવાલય

રિયાસત—રાજ્યવહીવટ.

સરદેશમુખી—ઉપજનો દશમો ભાગ જે પેશ્વાઓ કર તરીકે ઉઘરાવતા તે.

પાનું ૯

ચાણાકય (વિષ્ણુશર્મા) નંદ કૂળનો વિનાશક—ચંદ્રગુપ્તનો કાબેલ મંત્રી અને ચાણાકય નીતિ (કૌટીલ્યશાસ્ત્ર) નો રચનાર મગધનો પ્રખ્યાત બ્રાહ્મણ

પાનું ૧૦

સત્ર—ધર્મક્રિયા અર્થેનાં પવિત્ર મંડાણ

પુસ્તક પાનું ૩

દાબડા—ઘોડાઓની ખરીનાં અવાજ

દ્રુમ—વનસ્પતિ

પાનું ૪

તરૂન—તૃણ—ઘાસ

ઝમોર—બારોટો જ્યારે વટ-નેક—ટેક માટે પ્રાણાર્પણ કરતા તે વિધિ જેવાં કે કુમારપાળનાં વખતમાં જૈન ધર્મ અને રાજાની વર્તણુક સ્હામે જયદેવ બારોટે કરેલો તે.

પાનું ૬

મીનાકારી—નકશીવાળું કોતરકામ.

જહાંગિરી—મોજ મજાહ,

"જહાંગિરી ફકીરીમેં લલાટે છે લખાવી એ" (સરસ્વતીચંદ્ર)
બીજો અર્થ જોરજૂલ્મ.
હર્બર્ટ સ્પેન્સર–યુરોપનો એક મહાનલેખક સુધારક અને તત્વજ્ઞ.

પાનું ૮

વિલીયમ હર્ષ યુરોપનો એક મહાન ખગોળવેત્તા
વિદ્ધમૃગ–ઘવાયલું હરણ

પાનું ૯

લુબ્ધક–શિકારી
પંચત્વ–મરણ
સાયક–વિણા
પારાવાર–અમૃતનો મહાસાગર
સહૃદયતા–માનવ હૃદયની કોમળ લાગણી—વૃત્તિ જેથી તે સુંદરતા પારખી શકે આ એક નૈસર્ગિક શક્તિ છે.

પાનું ૧૧

ઉડ્ડયનો–ઉંચે ઉડવું તે
આમવર્ગ 'લોર્ડ' નામધારી ઉચ્ચ વર્ગ
ત્રીયારાજ્ય–સ્ત્રીઓનાં રાજ્યો

પાનુ ૧૨

વાયરા–વા–જૂઓ સ્વ. ડાહ્યાભાઈ ધોળશાજીની પંક્તિઓ.
'વાયે મળે છે વાયરા વાયે વિખરી જાય, ઋણુ સંબંધે સર્વે મળ્યાં, લઈ દઈ પંથે વળાય."
મૂષક–ઉંદર
કલા વિધાયક–કલાનો સર્જક
કલા–કૃતિનો બનાવનાર
કલા–માનવિઓની એક અદ્ભુત શક્તિ જેથી તે ક્ષુલ્લક વસ્તુઓમાં પણુ અદ્ભૂતતા જોઈ આનંદ માની શકે અને બીજાઓને સ્વકૃતિદ્વારા અનુભવાવી શકે. ઉચ્ચ કલા નીપજાવવી એ એક કુદરતી બક્ષીસ છે.
હૃદયંગમતા–હૃદયનો આનંદ

પાનું ૧૩

કર્મયજ્ઞ–કર્મરૂપી યજ્ઞ–જૂઓ ટીળક વિરચીત ગીતા રહસ્ય પ્રકરણ ૪થું.
તીખાટ–ગરમ સ્વભાવ હૃદયની એક અંતિમ લાગણી
ઝનૂન–શૌર્યનો નીશો.

પાનું ૧૪

તિલાંજલી–વિદાયગીરી

પ્રેમભક્તિ—વૈષ્ણવ સંપ્રદાયની અષ્ટધા પ્રકારની એક ભકિતનો પ્રકાર. નવમો પ્રકાર પણ ઉમેરવામાં આવે છે. પ્રેમ ભકિત બહુ ઉંચા પ્રકારની ભકિત છે. જેમાં પરમાત્મા ફકત એક પુરૂષ અને તેને સર્વ વિનીતભાવે સ્વાર્પણ કરવાનું હોય છે. પ્રેમવડે પરમાત્મા વશ કરવો એવા અનન્ય પ્રેમની ઝમાવટ તે પ્રેમભકિત.

પરમાત્મામાં તલ્લિન થઇ તદ્રૂપ થઇ જવું એ એક અંતિમ આશય છે.

પણ—પ્રતિજ્ઞા

પિંગળ—કાવ્ય શાસ્ત્ર કવિતા રચવાનું શાસ્ત્ર

પાનું ૧૫

ડંકો—ફ-તેહનો નાદ વિજયનાદ

પરિપાક—ફાલ, ફળ.

પાનું ૧૬

ઉદ્દીપન—સચેતન.

અધિષ્ઠાતા-આદ્યપ્રણેતા અસલ રચનાર

રોનક—ઝળકાટ

રંગભૂમિ-નાટક ભજવવાની જગ્યા નાટ્યશાળા

રોજની—રોશન (પ્રકાશ) ઉપરથી ઝભક.

અન્વેષણો—શોધ ખોળ, સુધારા વધારા

તન્મય બનાવી-એકમય—એકરૂપ તલ્લીન

કાલિદાસ, ભવભૂતિ } સંસ્કૃતગીરાનાં પ્રાચીન સમર્થ કવિઓ.

પાનું ૧૭

બેસુરાં—બહેરાં, ખોખરાં

ઉચ્ચગામી—ઉંચી

ઉમરખય્યામ—એક ઉત્કૃષ્ટ ફારસી કવિ.

ચસ્કો—નાદ—મોહ—ટેવ

પાનું ૧૮

ટાગોર—ભારતવર્ષનાં હાલનાં એક મહાન બંગાળાનાં કવિ અને વિચારક. વધુ હકીકત માટે વાંચો 'વીર અને વીરપૂજા' લેખકનું પુસ્તક.

ઓજસ—પ્રકાશ.

તરબોળ—રસમય.

ગુંજારવ—ગણગણાટ

પાનું ૧૯

નૂર–તેજ

લીલા વિસ્તાર– ફેલાવો

ફાલીફૂલી–ખીલીને

પાનું ૨૦

હુએનત્સાંગ–એક ચીની મુસાફર

પાનું ૨૧

સૌરાષ્ટ્ર–મહારાજ અશોકશા સંસ્કૃતિ સ્થાપકો, રાણકશી સતીઓ, નરસિંહ, મીરાં ને સુદામાશા ભક્તો, લાખા ફુલાણી શા પ્રેમીઓ, મહીઆ હાટી ને મેર શા વીરપુત્રોની જન્મભુમિ.

"ત્યાં સિંહણ નિજ સંતાન
ધવરાવે જાવે,
ત્યાં સાગર ઉછળે નીર મોતીની
પાળે,
ત્યાં પ્રેમ ભક્તિનાં ગાન ભક્ત
જન ગાવે,
ત્યાં સ્થળ સ્થળમાં ઇતિહાસ
શૂરના સોહાવે.

સુ+રાષ્ટ્ર+અણ (તદ્ધિતપ્રત્યય) સૌરાષ્ટ્ર મુસલમાનો સૌરાષ્ટ્રનો અપભ્રંશ 'સોરઠ' કરે છે. કાઠિલોકોના પ્રાબલ્યથી આ દેશ 'કાઠીઆવાડ' નામે ઓળખાવા લાગ્યો. સાતમી સદિમાં ગુજરાત સૌરાષ્ટ્ર દેશનો એક પ્રાંત હતો. સૌરાષ્ટ્રનું પ્રાચીન નામ 'કુશાવર્ત.' જૈન ગ્રંથોમાં 'કુશસ્થલી' નામ છે. કચ્છ એ 'કુશ' શબ્દનો અપભ્રંશ હોવો જોઇએ વંથળી (વામન) સૌરાષ્ટ્રની રાજ્યધાની હતું.

પાનું ૨૭

દસ્યૂ–વેદમાં વર્ણવેલી એક રાક્ષસી પ્રજા.

પાનુ ૨૮

નિષ્ક–સુવર્ણનો એક સિક્કો

પાનું ૨૯

ગળથુથુ–ન્હાના બાળકને ધાવણમાં અપાતો એક જાતનો પદાર્થ.

પાનું ૩૦

પોરસ–પંજાબનો એક શૂરા તની રાજા જેણે મહાન અલેકઝાંડરને હંફાવ્યો હતો.

પાનું ૩૧

ત્રિપિટક—બુદ્ધધર્મનો મૂખ્ય ગ્રંથ. સુત્ત, વિનય અને અભિધમ્મ એ ત્રણ વિભાગો છે.

પાનું ૩૩

ચૈત્યગૃહ—પ્રાચીન સુપ્રસિદ્ધ શિલ્પગૃહ.

પાનું ૩૪

વિહારગૃહ—બુદ્ધધર્મનાં જતિઓ માટે અપાસરાઓ.

ટોલેમી—યુરોપનો એક મહાન ખગોળવેત્તા.

પાનું ૩૭

ઉદયભારતી—મંડનમિશ્રની વિદુષી સ્ત્રી જેણે મંડનમિશ્ર અને શંકરાચાર્ય વચ્ચે થએલા સવાલ જવાબોનાં નિર્ણય કરવા પ્રમુખપદ સ્વીકાર્યું હતું અને શ્રી શંકરને કામશાસ્ત્રનાં કેટલાંક પ્રશ્નો પુછી એકદમ મહાત કર્યા હતા. જેથી શ્રી શંકરને અમરૂ રાજાના મૃત દેહમાં પ્રવેશ કરવો પડયો હતો. આવી એક પ્રાચીન દંત કથા છે.

પાનું ૪૦

ચંદ્રગુપ્ત—મૌર્ય વંશનો એક મહાન રાજા. ચાણાકય તેનો સુપ્રસિદ્ધ મંત્રીશ્વર હતો.

પાનું ૪૩

સ્તુપ—સ્મારક સ્તંભ

સ્થાપત્યકળા—બાંધકામની ખીલવટ

પાનું ૪૭

તક્ષશીલા—હિંદની પ્રાચીન યુનીવર્સીટી ચીન—અફ્ઘાનિસ્તાન તથા યુરોપનાં વિદ્યાર્થીઓ આ વિશ્વવિદ્યાલયમાં શીખવા આવતા. બૌદ્ધ ધર્મનું એક મહાન સ્થાનક હતું.

પાનું ૪૮

સર્વરાજોચ્છેત્તા—ચક્રવર્તી

અપ્રતિરથ—જેનો જોટો ન મળે તેવો.

કૃતાંતપરશુ—કુહાડીના આયુધ વાળો—વિજેતા.

પાનું ૪૯

નાલંદા—પ્રાચીન પ્રસિદ્ધ ગુરૂકૂળ.

સુવર્ણયુગ—જાહોજલાલી ભર્યો સમય.

પાનું ૫૭

ચંદ—પૃથ્વીરાજ ચૌહાણનો પ્રખ્યાત કવિ ચંદ બારોટ જેણે પૃથ્વિરાજ રાસો રચ્યો હતો.

પાનું ૫૮

દળમજળ—ઉતાવળથી આગળ ધપતું.

તોખાર—ઘોડાઓ (તરવરીયા તોખાર)

મચક—પાછી પાની નહિ કરવીતે

પાનું ૫૯

પાનો—શુરાતનનો નીશો.

તુમુલયુદ્ધ—દંદ્વ યુદ્ધ રામ રાવણ જેવું સ્હામ સ્હામેનું યુદ્ધ

પાનું ૬૦

**आकृति गुणान् कथयति।** આકૃતિથી ગુણની પરીક્ષા થઇ જાય છે.

બહારવટું—અન્યાય ભાગલાગ મેળવવા માટે રાજવિરૂદ્ધ વર્તન કરી અમુક રાજને ઠેકાણે લાવવાની રીત.

પાનું ૬૧

સેલભત—બરછીદાર

સાંનિધ્ય—પાસે

રૈશાદત્ત—રત્નાદિત્યનું મુસલમાન ઇતિહાસકારોએ આપેલું નામ

પાનું ૬૪

કુમકે—મદદે

પાનું ૬૫

લાટેશ—લાટદેશનો ધણી

પાનું ૬૭

વણઝારાઓ—પોઠ ઉપર માલ લઇ જઇ લાવનારી એક વેપારી કોમ. આ વણઝારાઓ રેલ્વે ન હતી ત્યારે એક સ્થળેથી બીજે છેડે સુધી પોઠદ્વારા માલ પહોંચાડતા. આ કોમ હુશીઆર હતી. હિંદથી અરબસ્થાન—ઇરાન વિગેરે સ્થળે ખુશ્કી માર્ગે માલ લઇ જતી લાવતી.

શીકરો—દરીયાનાં મોજાં ઉપરથી પાણી સાથે આવતો પાણીનો છંટકાવ.

ચંદ્રમૌલી—શંકર—મહાદેવ જેનાં શીર ઉપર ચંદ્ર વિરાજે છે એવા શ્રી શંકર.

તાંડવનૃત્ય—એક જાતનું નૃત્ય

જેનાથી શિવ બહુ ખુશ થાયછે.

પાનું ૭૦

મીનલદેવ (મયણલ્લા) ઇતિહાસ પ્રસિદ્ધ રાજા સિદ્ધરાજ જયસિંહની મા અને કરણદેવની કાબેલ રાણી એનું બંધાવેલ મીનલ સરોવર સુપ્રસિદ્ધ છે.

નમૂંજલા—કરણદેવ રાજાનાં સમયની એક પ્રખ્યાત નટી.

પાનું ૭૬

પામરી—ચૂંદડી

પાનું ૮૧

હેમાચાર્ય—પ્રખર જૈન પણ્ડિત કુમાર પાળરાજાનાં એક મહાન મંત્રી હતા.

સંયુકતા<br>પૃથ્વિરાજ<br>કવિચંદ } હિન્દુયુગનો

એક મહાન રાજા અને સંયુકતા તેની સૌંદર્ય રાણી સંયુકતા. રાજકુંવરીનું હરણ એ હિંદુ પતનનો પ્રારંભ. જયચંદે શાહબુદ્દીનઘોરીને નોતર્યો અને પોતાને હાથે કુહાડી પૃથ્વિરાજ ઉપર, પોતાનાં પગ ઉપર મારી. શાહબુદ્દીનઘોરીને કેટકેટલીયેવાર પૃથ્વિરાજે હરાવી હાંકી કાઢયો હતો; છેવટે જયચંદનો ભોગ આ રાજા થતા હાર્યો અને માર્યો ગયો. જેવો શૂરાતની તેવોજ વિલાસી આ રાજા હતો. ચંદબારોટ અને પૃથ્વિરાજ રાસો એ તેનો અમર વારસો છે.

પાનું ૧૦૫

વાંટો—તલપટ—ગરાસ—પાલ—વિગેરે. જમીનની ઉપજમાંથી એક જાતનો લાગો.

પાનું ૧૦૬

રાજા ટોડરમલ—અકબરનો સલાહકાર અને મહેસુલ અને માપણી ખાતાનો વડો અધિકારી.

કોડિલો—લાડકવાયો.

ચૂં કે ચાં—સ્હામુ થવું તે.

પાનું ૧૨૩

ચૈતક—મેવાડના રાણા પ્રતાપસિંહનો પ્રસિદ્ધ અશ્વકે જે હલદીઘાટમાં જીતમાં મેળવી ઘવાઇ મરણ પામ્યો હતો.

સરદેશમૂખી—ઉપજનો દશમો ભાગ—લાગો મરાઠાઓ ઉઘરા.

વતા તે.

ચોથ–ઉપજનો ચોથો ભાગ–લાગો–કહી મરાઠાઓ ઉઘરાવતા તે.

પાનું ૧૨૮

ખંડીઓ–આધિન–તાબેદાર

પાનું ૧૩૧

પ્રૉપ્રાયટર–માલિક

ડાયરેકટર–ચલાવનાર

પાનું ૧૩૩

પિંઢારાઓ–એક જાતની લૂટારાઓની ટોળી જેણે એક વાર હિંદમાં હાહાકાર વર્તાવ્યો હતો.

પાનુ ૧૩૯

વજે–પાકનો ત્રીજો ભાગ જેટલો વેરો મરાઠાઓ ખેડુતો પાસેથી ઉઘરાવતા તે.

વાંટો–જૂઓ પાનુ ૧૬૯

પાનુ ૧૪૫

પ્રસ્તાવરૂપ–શરૂઆત રૂપ

ડંકા–વિજયીનાદ

કક્ષા–લીટી–દિશા

ભેરી–પ્રચંડ

પાનુ ૧૪૭

પ્રસૂતિ સમય–જન્મ સમય

પાનુ ૧૪૮

કર્નલ ટૉડ–રાજસ્થાન' નામક ઇતિહાસનાં મશહૂર અંગ્રેજ લેખક જેઓ પોલીટીકલ એજંટ પણ હતા.

પાનુ ૧૪૮

ફાર્બસ– (ઇ. સ ૧૮૨૧ થી ૧૮૬૫) અલેકઝાન્ડર કીન્લાર્ક ફાર્બસ લન્ડન શહેરમાં જન્મ્યા હતા; અને ગુજરાતમાં આવી નોકરી સાથે ગુર્જર સાહિત્ય સેવા બજાવી અમર નામ મેળવ્યું છે. કવિ દલપતરામને આશરો આપ્યો અને 'રાસમાળા' રચ્યું. સને ૧૮૪૮માં ગુજરાત વર્નાકયુલર સોસાયટી સ્થાપી. સુરતમાં વર્તમાન પત્ર કઢાવ્યું અને એન્ડ્રુસ લાયબ્રેરીની શુભ સ્થાપના કરાવી. તદુપરાંત ફાર્બસ ગુજરાતી સભા સ્થાપી મહીકાંઠાનાં પોલીટીકલ એજન્ટ હતાં તેવામાં 'ફાર્બસ સાળા' સ્થાપી ત્યારબાદ ન્યાયધીશ

અને છેવટે હાઇકોર્ટનાં ન્યાયાધીશ થયા. વળી તેમણે કૃષ્ણજીતકૃત 'રત્નમાલા'નું અંગ્રેજીમાં ભાષાંતર કર્યું. કવિ દલપતરામે 'ફાર્બસ વિરહ' લખી કવિતામાં દિલગીરી જાહેર કરી અને ગુજરાતી સભાએ 'ફાર્બસ' શબ્દ આગળ ધરી તેમનાં કાર્યની કદર કરી આ પ્રમાણે આ પરોપકારી ભલા અંગ્રેજે ગુજરાતી અને ગુજરાતની એક મહાન સેવા બજાવી છે પદ્વી કરતાં સાહિત્ય સેવાનો તેને વિશેષ શોખ હતો અને આથી તેમનો નશ્વર દેહ અક્ષર રહ્યો. જ્યાંસુધી 'રાસમાળા' રહેશે ત્યાં સુધી તેમની કીર્તિ જીવંત છે. વધુ હકીકત માટે વાંચો 'રાસમાળા'માં તેમનું જીવન ચરિત્ર.

હુન્નરખાન-કવિ દલપતરામ વિરચિત હુન્નરખાનની ચઢાઈ ઉપર રચેલું એક સુંદર કાવ્ય છે. હુન્નરખાનનું રાજ્ય ધીમે ધીમે કેમ ઝામ્યું વિગેરે બહુ સુંદર રીતે કવિએ વર્ણવ્યું છે.

પાનું ૧૪૯

સિતમ–જોર જૂલ્મ

ભરતીઓટ–" પાણીનું ચઢવું અને ઓસરવું તેમ ભાગ્યનું ચઢવું અને ઓસરવું તે ચઢતી પડતી.

**नीचै र्गच्छत्यूपरिचयशा चक्रनेमी कर्मेण ॥**

પાનું ૧૫૧

ધટ–સ્થિર–ધીરજવાળા

બુદ્બુદો–પરપોટા

કુર્બાની–ભોગ

પાનું ૧૫૬

ઇલાયદો–જૂદો

ખિરાક–અમદાવાદનો કોટ જે વર્ષમાં બંધાઇ રહ્યો તે વર્ષ ૧૪૧૭.

પાનુ ૧૫૯

બૂરજ–ગોળ ઘૂમટવાળોભાગ

પાનુ ૧૬૩

પુષ્પક વિમાન-શ્રી રામચંદ્રજીનાં સમયનું પ્રસિદ્ધ વિમાન આ એક અદ્ભુત કારીગીરીવાળું દૈવી વિમાન હતું રાવણ

ઉપર વિજય મેળવી સીતાજી લક્ષ્મણ અને હનુમાન સહ શ્રી રામચંદ્રજી પુષ્પક વિમાનમાં બેસી અયોધ્યા સીધાવ્યા હતા ત્યારે પ્રજાજનોએ તેઓને બહુ વધાવ્યા હતા. પ્રાચીન-કાળમાં આવા ભવ્ય વિમાનો આ દેશમાં હતા એમ ખ્યાલ આવે છે.

પાનું ૧૬૪

ફુલડાં કટોરી—ફૂલની માળા

સુમન ગુચ્છ કવિ ન્હાનાલાલ વિરચિત એક સુંદર કાવ્ય.

વાગા—પોશાક

ભીષણ—દારૂણ

પાનુ ૧૬૫

ડાયરો—રાજપૂતો નવરાશના વખતમાં આનંદમાં વખત પસાર કરવા એકત્ર મળી ગમ્મત ઉડાવે છે તે ચાલને ડાયરો ઝમાવવો કહે છે. મોજ માણવાની એક રીત.

પાનુ ૧૬૬

પા'નો— શૌર્યનો નિશો

રાજરંગી—ઐતિહાસિક ઓપ વાળી ઇતિહાસ માટે બહુ યોગ્ય.

(ટીપ્પણ સમાપ્ત)

# શુદ્ધિપત્ર

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૩ | સ્ફૂરે | સ્ફુરે |
| | ૧૧ | કાતિકી | કાર્તિકી. |
| ૨ | ૨ | ઐશ્વર્ય | ઇશ્વરી |
| | ૧૦ | વિધવિધ | વિવિધ |
| | ૧૪ | પ્રસિધ્ધ | પ્રસિદ્ધ |
| | ૧૯ | પાદામ્બૂજમાં | પાદામ્બુજમાં |
| | ૨૩ | વૃતાંત | વૃત્તાંત |
| ૩ | ૨૫ | ઉજવળ | ઉજ્જવળ |
| ૪ | ૮ | મૂખ્ય | મુખ્ય |
| ૫ | ૨ | વિગેરે | વગેરે |
| | ૨ | મુખાર્વિંદનું | મુખારવિંદનું |
| ૬ | ૨૧ | કાટીના | કોટિના |
| પ્રસ્તાવના પૃ.૧ | ૧૫ | દે દેશની | દેશ દેશની |
| ૭ | ૨૨ | ( ) | અને ઇતિહાસને યોગ્ય ભાષા |
| ૨ | ૧૦ | નજર | નજર |
| | ૨૫ | ( ) | આ કળા હાલમાં લગભગ |
| ૫ | ૨૩ | જીવ | જીવન |
| | ૨૪ | ત મનાટ | તનમનાટ |
| ૮ | ૧૭ | શ્ર ણુ ક્તિ | શ્રવણશક્તિ |
| ૨૩ | ૧૪-૧૫ | અને ધોધા | અને ધોધા કાઠિયાવાડમાં |
| | ૨૬ | શ્યામનો કુડ | શ્યામનો કુંડ |
| ૨૫ | ફૂટનોટ | ( ) | ઘણીખરી વનસ્પતી |
| ૨૬ | ૪ | ઉપનીષદનો | ઉપનિષદનો |

| | | | |
|---|---|---|---|
| | ૧૫ | ચુકૃતિસ | યુકૃતિસ |
| ૨૭ | ૧ | વસ્તિગૃહો | વસતીગૃહો |
| | ૧૫ | સીંધુ | સિંધુ |
| | ૧૭ | રૂગ્વેદ | ઋગ્વેદ |
| | ૧૮ | વૈદીકકાળની | વૈદિક કાળની |
| | | મૂખ્ય | મુખ્ય |
| ૨૮ | ૧ | ભૂમીદેવની | ભૂમિદેવની |
| | ૩ | વિધવિધ | વિવિધ |
| ૩૩ | ૨૩ | ચેત્યગૃહ | ચૈત્યગૃહ |
| ૩૪ | ૯ | બ્રહ્મના | બ્રહ્માનાં |
| ૩૫ | ૨૦ | કાલિ | કાલિદાસ |
| | ૨૧ | કિ | કવિ |
| | | સુપ્રસધ્ધ | સુપ્રસિદ્ધ |
| | ૨૨ | જ્યોતિવિદ્ | જ્યોતિર્વિદ્ |
| | ૨૩ | ( ) | જ્યોતિર્વિદ વરાહમિહીર |
| | ૨૩–૨૪ | ( ) | વરાહ મિહીર |
| ૩૬ | ૧૧ | રનાવલી | રત્નાવલી |
| | ૨૦ | ( ) | માલતીમાધવ અને ઉત્તરરામ ચરિત્ર |
| | ૨૧ | ( ) | સદીના અંતમાં |
| | ૨૨ | અદ્વૈ વાદ | અદ્વૈતવાદ |
| ૩૮ | ૧૬ | ( ) | અર્ધ્ય અપાયું હતું અને |
| | ૧૮ | અ | અને |
| | ૧૦ | બિદુસાર | બિંદુસાર |
| | ૧૭ | સં તિનું | સંપ્રતિનું |
| | ૧૮ | બાક્ટ્રીયનાના | બાક્ટ્રીયનોનો |
| ૪૧ | ૬ | તકના લાભ લઇન | તકનો લાભ લઇને |

| | | | |
|---|---|---|---|
| | ૮ | અન | અને |
| | ૧૪ | અન | અને |
| | ૧૬ | માણુસોન | માણુસોને |
| | ૧૯ | ચદ્રગુપ્તે | ચંદ્રગુપ્તે |
| | ૨૦ | અ | અને |
| ૪૩ | ૧૧ | બૌધ્ધ | બૌદ્ધ |
| | ૧૩ | ,, | ,, |
| ૪૫ | ૧૦ | મોર્ય–સ્થાપત્ય | મૌર્ય–સ્થાપત્ય |
| ૪૮ | ૧૪ | વખતમ | વખતમાં |
| ૮૦ | ૧૩ | અંગીકાર | શબ્દ કાઢી નાખો |
| | ,, | માન્યો | સ્વીકાર્યો |
| ૯૮ | ૯ | ખલિલમાન | ખલિલખાન |
| ૯૮ | ૧૩ | અયાજને | અયાઝને |
| ૧૦૦ | ૧૭ | અન | અને |
| | ૧૯ | પાટણ | પાટણને |
| | ,, | ઇબ્રાહિમહુસેન | ઇબ્રાહિમહુસેનને |
| ૧૧૫ | ૧૩ | પૃણ | પૂર્ણ |
| ૧૧૬ | ૧૦ | શહેનશાહી | શહેનશાહત |
| ૧૧૭ | ૧૭ | કોળીઓન | કોળીઓને |
| ૧૨૦ | ૧૦ | જીજીબાઈ | જીજાબાઇ |
| ૧૨૨ | ૧૧ | સ્વદેશીઓને | વિદેશીઓને |
| ૧૨૩ | ૮ | પ્રભુ | પરભુ |
| ૧૨૬ | ૧૫ | અન | અને |
| ૧૨૮ | ૮ | અરમીજીને | શાસ્ત્રીને |
| | ૧૨ | હર વરસ | દર વરસે |
| ૧૩૬ | ૫ | ૧૯૧૯ના | ૧૯૧૯નાં |
| ૧૪૫ | ૧૨ | ચેતન કુવરા | ચેતનફુવારા |
| ૧૪૯ | ૨૫ | ગેલિલીઓન | ગેલિલીઓ |

## જોશી અને ભટ્ટકૃત

# ગુજરાતનો રાજરંગ

### કેટલાક અભિપ્રાયો

"ગુજરાતનો રાજરંગ" નામે ગ્રંથનાં વાચનથી મને તો અપૂર્વ ચેતના સ્ફુરેલી છે. ગુજરાતને હિન્દનાં અંગ તરીકે ઓળખવાની કર્તાએ ઉત્તમ તક આપી છે. "વીરપૂજા"ના ચમકભર્યા ગ્રંથના લેખક ભાઇશ્રી મણિશંકર દલપતરામ જોશીના એવાજ ચેતનાત્મક નવીન ગ્રંથ નામે "ગુજરાતનો રાજરંગ" એને સાદર કરતા તરૂણ ગુર્જર સુરાષ્ટ્રને વિશેષ પ્રોત્સાહન મળશે. ગુજરાતનું ગૌરવ કરાંચીથી મુંબાઇ સુધીનો સમુદ્ર ગર્જી રહ્યો છે ને તેનાજ આકર્ષણે પ્રેરાઇ સુદર્શનકાર શ્રીકૃષ્ણે અભયવાદની ગીતા તેને તીરે ગુંજેલી હતી. તો પછી એવા એકરંગી "ગુજરાતના રાજરંગ" નવરંગી તરંગે ઝળકતા ને ઝબોળતા કોને ન આકર્ષે ?

ઇતિહાસની પાંખે ઉડતી પ્રજા સદૈવ ઉજ્વલ ને જ્વલંત રહે છે. ગુજરાતની પાર્થિવ વિલક્ષણતા આટલી બધી સદૈવ સુહાતી ઝળહળે છે. તેમાં તેની માનવતા લાક્ષણિક રીતેજ લ્હેરાતી દેખાય તે સ્વાભાવિક છે. ગુર્જર સુરાષ્ટ્ર હિન્દનો સમૃદ્ધ દક્ષિણબાહૂ છે ને તે બાહૂબલની સુકૃતિઓમાં સકલ હિન્દનો વિજય અંકાશે. તેથી "ગુજરાતના રાજરંગ"નો ગ્રંથ અમને તો ગુર્જરી યૌવન વિકાસનાં એક ઉત્તમ સાધનરૂપ લાગેસ્તો".

માહિમ
લેડીજમશેદજી રોડ
[illegible]બિલ્ડીંગ. ૨૪

**કવિ લલિત.**

"The history of Gujarat is presented to the readers in a clear and interesting way by Messrs. Joshi and Bhatt and I have no doubt the book will be a welcome addition to the already existing manuals on the history of Gujarat for primary schools."

Madan Jhanpa Road, | A. K. TRIVEDI.
M.A.LL.B.
Baroda 4-8-27 | Prof. Baroda College.

"ગુજરાત વિષે આપણે ઘણું શીખવાનું અને જાણવાનું છે. અત્યાર સુધી પ્રસિદ્ધ થએલા ગુજરાતના ઇતિહાસોમાં નામ અને ઇતિહાસિક પ્રસંગો સિવાય બીજી કાંઇ માહિતી મળતી નથી. રાજેશ્રી ભાઇ મણિશંકર તથા બાલુભાઇએ વિસ્તૃત, રસમય અને સત્યપૂર્ણ ગુજરાતનો ઇતિહાસ ગુજરાતી પ્રજા સમક્ષ મૂકી ગુજરાતની જનતાની અત્યુત્તમ સેવા બજાવી છે અને 'ગુજરાતનો રાજરંગ' સાહિત્યમાં એક આવકારદાયક ઉમેરો છે અને એક ઉત્તમકોટિના ઇતિહાસિક પુસ્તકની ખોટ પૂરી છે. સાહિત્યના વાંચન તરીકે અને પાઠ્ય પુસ્તક તરીકે આ પુસ્તકને જરૂર આવકાર મળશે. એવી મારી ખાત્રી છે."

મુંબાઈ | **ઉત્તમરામ અંબારામ ઓલપાડી**
બી.એ.એલ.એલ.બી.
તા. ૩-૯-૨૭ | હાઇકોર્ટ વકીલ અને સેક્રેટરી-ગ્રેનમરચંટ્સ
**એસોસીએશન-મુંબાઇ.**

"પુસ્તક બહુ સારૂં છે અને ઉપયોગી છે. સ્વર્ગસ્થ સર લલ્લુભાઇ આશારામ શાહને અર્પણ કર્યું છે એ બહુ ઠીકજ કર્યું છે."

**સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ**
બી.એ.એલ.એલ.બી.

**ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. વડોદરા તથા ભાવનગર રાજ્યમાં ઈનામ તથા લાયબ્રેરી વિગેરે માટે મંજુર થએલું અને ગુર્જર સાક્ષરો અને વિદ્વાનોમાં એકે અવાજે વખણાયલું આદર્શ સુધારક ગુર્જર સાહિત્યનું ઉમદા પુસ્તક.**

# વીર અને વીરપૂજા.

**કિં ૩-૮-૦**

લેખકઃ–**મણિશંકર દલપતરામ જોશી,** બી. એ. (સંસ્કૃત ઓનર્સ) [**સાક્ષરશ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી** M.. A, LL. B. **ની ઉપોદ્‌ઘાત સહિત**]

ઉત્કૃષ્ટ વાંચન સાથે ઉત્તમ જ્ઞાન આપનારૂં ચારિત્ર્યાત્મક પુસ્તક જેમાં દેશવીરોનાં ઉપદેશો, લેખો તથા દેશપ્રીતિનાં મનોરાજ્યો સુમનોહર ભાષામાં તેમનાં જીવનનાં રસમય પ્રસંગો સહિત આલેખાયાં છે અને વીરપૂજા થએલી છે. ગુર્જર સાહિત્યમાં આવો ગ્રંથ પહેલોજ છે. આ પુસ્તક પર નીચે પ્રમાણે ઉત્તમ અભિપ્રાયો મળેલાં છે.

**અભિપ્રાયોઃ—**

"મહાન્ અંગ્રેજ લેખક કાર્લાઇલનાં સુપ્રસિદ્ધ ગ્રંથ 'વીર અને વીર-પૂજા'નાં ધોરણપર આ પુસ્તકની સંકલના થએલી છે. મૂળ પુસ્તકનો અનુવાદ નહિ કરતાં, લેખકે બહુ વિચારપૂર્વક તે પુસ્તકમાં તરી રહેલા વિચાર, ભાવ અને સિદ્ધાંતો ગ્રહણ કરી લઇ, તેની પ્રતિકૃતિ તરીકે પણ સ્વતંત્ર રીતે, ભારતીય વીર નાયકોનાં ચરિત્રો લઇ આ પુસ્તક તૈયાર કર્યું છે અને તે બહુ યોગ્ય થયું છે અને તે બદલ ગ્રંથકર્તાને ખરેખર અભિનંદન ઘટે છે. આનંદની વાત એ છે કે તેમાં આધુનિક વીર નાયકોને સ્થાન આપી તે પુસ્તકને ખાસ ઉપયોગી અને આકર્ષક કર્યું છે.

રવીન્દ્રનાથ ટાગોર, મહાત્મા ગાંધી, સર જગદીશ, સ્વ. ગોવર્ધનરામ વગેરેનાં ચરિત્રો, તેમના જીવનનાં આદર્શમંત્રો, અને રહસ્ય સમજવા અને જાણવા કયો **હિન્દી** ઉત્સુક ન બને? આ એક ઉપયોગી પ્રસિદ્ધિ છે. અને ખાસ કરીને વિદ્યાર્થી ભાઈઓએ તો તેનો લક્ષપૂર્વક અભ્યાસ કરવો જોઇએ અને તેમનાં જીવનસૂત્રો પોતાનાં જીવનમાં ઉતારવા તજવીજ કરવી જોઇએ. ત્યારેજ લેખક પોતાનો પરિશ્રમ સફળ થએલો માનશે."

**ગુજરાત વર્નાકયુલર સોસાઇટી** તરફથી
(**બુદ્ધિપ્રકાશ,** જાનેવારી ૧૯૨૧,)

" × × × It is a laudable effort on the part of this young writer to produce something for Gujarat on the lines of that famous book 'Carlyle's Heroes and Heroworship' × × The treatment of the subject is original, and is based on a serious study of materials The enthusiasm which the writer has thrown into his work certainly deserves appreciation and encouragement."

(*Modern Review March 1911*)

× × × × ગુજરાતીઓમાંથી પ્રેમાનંદ, નર્મદ, ગોવર્ધનરામ, ગાંધી ને શ્રીકૃષ્ણ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. × × × × લેખકે વીર પુરૂષોને યોગ્ય **વીર શૈલી** વાપરી છે એ સંતોષની વાત છે.

(**સાહિત્ય,** ફેબ્રુઆરી ૧૯૨૧.)

"પોતાનાં સાધન એકઠાં કરવામાં લેખકે જે શ્રમ લીધો છે તે તેમની વીરભક્તિ દાખવે છે. પોતાના વિષય માટે તેમણે

વાંચ્યું છે ઘણું તે સ્પષ્ટ છે. જે રૂપમાં પુસ્તક આપણી સમક્ષ રજુ થયું છે તે રૂપમાં તે વિદ્યાર્થીઓને કેટલીક જાણવાજોગ માહિતી આપી શકશે અને આ વીરપુરૂષોનો વધારે અભ્યાસ કરવા તરફ પ્રેરી શકશે × × × × "

( **હિંદુસ્તાન** તા. ૧૬ એપ્રીલ ૧૯૨૧. )

"The book as it is may with advantage be sanctioned for School & College libraries. I wish you every success in your present enterprize."

Sd/. **B, H. Buch** B. A.

Principal, Vanita Vishram Training College for Women. Bombay.

+ + + + ભરતખંડનાં વીરોની ગણનામાંથી ગરીબડા ગુજરાતને ભૂલી જવામાં આવ્યું નથી. અને ગુજરાતના જે પુરૂષો, પુસ્તકકારના અભિપ્રાય પ્રમાણે વીરપુરૂષોની પંક્તિમાં મૂકી શકાયા તેમના ચારિત્ર્યનો યથાશકિત મુસદ્દો તેમણે રજૂ કર્યો છે. આવા ધોરણપર નરવીરોનાં જીવન ચરિત્રો ચર્ચી તેની સમાલોચના કરવી એ આપણા સાહિત્યની એક અગત્યની ખોટ પૂરી પાડે છે અને તેથી એ માર્ગમાં દાખલ થવાના એક પહેલા પ્રયત્ન તરીકે આ લેખ વાંચકને સ્તુતિપાત્ર લાગશેજ એમાં સંદેહ નથી.

**સહી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**

ચીફ જસ્ટીશ, સ્મૉલકૉઝીઝ કોર્ટ. **મુંબાઈ.**

"+ + + તમારી શૈલી આકર્ષક છે; આદર્શ બોધપ્રદ છે; અને તમારા ભવિષ્યના લેખ બહુ સારા નીવડશે એવી પ્રસ્તુત પુસ્તક આશા આપે છે.

**સહી. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, બી. એ.**

( ગુજરાતી ભાષાના પ્રોફેસર—અમદાવાદ. )

"રા. મણિશંકરનું આ પુસ્તક ગુજરાતી ભાષામાં કંઇક નવી લીટી દોરે છે. ચારિત્ર્યવાન અને સદ્ગુણી દેશજનો અને ઇતર મહાપુરૂષો અને સ્ત્રીઓના જીવનની ચિત્રરેખાઓથી અંકિત પુસ્તકો આપણે ત્યાં ઘણાયે છે; પણ એ પુસ્તકોમાં મ્હોટે ભાગે ત્હેમનાં જીવનનાજ પ્રસંગો દોરાયલા હોય છે. રા. મણિશંકરના આ પુસ્તકમાંયે એવું તો છેજ પણ અંગ્રેજી સાહિત્યમાં વિશિષ્ટ ગણાતા અંગ્રેજી પુસ્તક 'હીરોઝ અને હીરોવર્શીપ'–(વીર અને વીરપૂજા)નું આ એક આછું પણ સારૂં અનુકરણ છે. ગુજરાતના ચીરસ્મરણીય વિચારક સ્વ. ગોવર્ધનરામ, સમગ્ર ભારતવર્ષના વર્તમાન કવિવર રવિન્દ્રનાથ ટાગોર, જગદુદ્ધારક કર્મવીર આપણા પ્રાતઃસ્મરણીય ગાંધીજી, ક્ષત્રિકુલાવતંસ પ્રતાપી રાણા પ્રતાપસીંહ, મહારાષ્ટ્રીય ઇતિહાસના નરરત્ન નાના ફડનવીસ અને શ્રીકૃષ્ણ પરમાત્મા આદિના જીવનપ્રબન્ધો અને ચારિત્ર્યોનાં અન્વેષણ આ પુસ્તકમાં કરાયાં છે. ઉપરાંત સર જગદીશચન્દ્ર ને સ્વ. લોકમાન્ય ટીલક વિગેરેના પણ ઉલ્લેખો છે. હિંદુસ્તાનના વર્તમાન ઇતિહાસમાં આ વ્યક્તિઓ અમરપંક્તિથી કોતરાઈ રહી છે અને આપણા સંક્રાન્તિ કાલમાં આ મહાજનોના ચારિત્ર્યો અને જીવનક્રમો આપણને અનેક રીતે સબલતાથી કર્મપ્રેરક બની રહ્યાં છે. રા. મણિશંકરે એમના જીવનો યથાશકિત સ્પષ્ટરીતે ચર્ચ્યાં છે અને આપણને વિચાર કરવાને એ સારો ખોરાક આપે છે. રા. મણિશંકર ખરૂંજ કહે છે કે, "વીર અને વીરપૂજન'નાં વાચનની સાર્થકતા ત્યારેજ થઇ રહમજવી કે જ્યારે જીવન વીરપંકિતમાં મૂકી શકાય, વહેમ નષ્ટ થાય, અને 'આનન્દ અને ઓજસ પ્રગટે. આમ આ પુસ્તક સાહિત્યના વિલાસીજનોને વાંચવા જેવું અને મનન કરવા જેવું છે.

**સમાલોચક**, ઑગસ્ટ ૧૯૨૧

## શ્રી ગુર્જર સાહિત્યકુંજ, મુંબઇમાં મળતાં અન્ય પુસ્તકો

તોરૂ અને ટાગોર કિં. ૦—૬—૦ શ્રીકૃષ્ણ અર્જુનગીતોપદેશ ૦—૪—૦
સાક્ષરરત્ન ગોવર્ધનરામ અને તેમની સાહિત્ય સેવા ૦—૫—૦
શ્રી આદ્ય શંકરાચાર્ય જીવનસાર ૦—૬—૦
ગુજરાતનો રાજરંગ (સચિત્ર) ૨—૦—૦
કવિ રણછોડદાસ વકીલ કૃત કાવ્યામૃતવાણિ
(અદ્ભુતમ મનોરંજક કાવ્યસંગ્રહ) કિં. ૦—૮—૦

### પુસ્તકો મળવાનાં ઠેકાણાં.—

શ્રી ગુર્જર સાહિત્યકુંજ મુંબઈ

C/O ૮૭ હરહરવાલા બિલ્ડીંગ ગિરગામ મુંબઇ નં. ૪
શ્રી ગુજરાત વર્નાકલર સોસાયટી ભદ્ર અમદાવાદ
આર વનમાળીદાસની કું. કાલબાદેવીરોડ મુંબઈ
અને
સુરત, અમદાવાદ, વડોદરા, ને ભાવનગર અને મુંબઇના બુકસેલરો પાસેથી